જ્ઞાનખાતાના તમામ વહીવટદારોને અમારી વિનંતિ છે કે તેઓ આ સંસ્થાને વધુમાં વધુ રકમ આપીને જ્ઞાનનો અને જ્ઞાનદ્રવ્યનો વિનાશ થતો અટકાવે.

(૪) અદ્યતનશૈલિએ ગુજરાતી વગેરે ભાષામાં આધ્યાત્મિક ચિંતન રજૂ કરવાના અમારા મંગળ આયોજનના ઉપક્રમે અમે આજ સુધીમાં નવ પુસ્તકો પ્રગટ કર્યાં. એક જ વર્ષમાં એમાંના પાંચ પુસ્તકોની આઠ હજાર નકલોનું વેચાણ થઈ ગયું એ જ એ પુસ્તકોની વિશિષ્ટતાને સૂચવે છે.

પ્રકાશિત થયેલાં નવ પુસ્તકોનાં નામો આ પ્રમાણે છે. (૧) સાધનાની પગદંડીએ. (૨) શરણાગતિ. (૩) વિરાગની મસ્તી. (૪) ઊંડા અંધારેથી... (૫) અધ્યાત્મસાર—ભાવાનુવાદ. (૬) વંદના (૭) ગુરુમાતા. (૮) વિરાટ જાગે છે ત્યારે. (૯) મહાપંથનાં અજવાળાં.

પૂજ્ય મુનિરાજ શ્રીચન્દ્રશેખરવિજયજીએ પોતાનાં લખેલાં બીજાં નવ પુસ્તકો અમને પ્રકાશિત કરવા આપી રાખ્યાં છે તે બદલ અમે તેમના ખુબ જ ઋણી છીએ. જેમ જેમ અમને આર્થિક અનુકૂળતા સાંપડતી જશે તેમ તેમ અમે એ પુસ્તકોને પ્રગટ કરતાં રહીશું.

કમલ પ્રકાશન સંસ્થાનું પબ્લિક ટ્રસ્ટ કરવામાં આવ્યું છે તેથી દાનવીરોને બંધારણની ૧૫ B કલમ મુજબ કરમુક્તિનો લાભ પ્રાપ્ત થશે.

અર્વાચીન પ્રકાશન વિભાગમાં

## અમારી સંસ્થાના કુટુંબીજનો :

[ ઉદારચરિત-સભ્યનામાવલિ ]

શેઠશ્રી શાન્તિદાસ ખેતસી ચેરીટેબલ ટ્રસ્ટ તરફથી કેનપ્રકા
ઝડપી પ્રકાશન બનાવવા માટે જે વિશિષ્ટ સહાય મળી છે
તેને અમે કૃતજ્ઞતાભાવથી યાદ કરીએ છીએ.

પ્રાપ્તિસ્થાન :

સોમચંદ ડી. શાહ
'સુઘોષા' કાર્યાલય
જીવનનિવાસ સામે
પાલીતાણા.

*

જશવંતલાલ ગિરધરલાલ
દોશીવાડાની પોળ
અમદાવાદ.

*

સેવંતીલાલ વી. જૈન
૨૦, મહાજનગલી, ૧લે માળે
ઝવેરી બજાર,
મુંબઈ–૨.

*

ભુરલાલ પંડિત
સરસ્વતી પુસ્તક ભંડાર
હાથીખાના, રતનપોળ,
અમદાવાદ.

નવી કાયમી ઓફિસ :
To, કમલ પ્રકાશન
C/o. એટલાસ એજન્સીઝ
૫૦૮૨/૨ બીજે માળે,
ગાંધીરોડ, અમદાવાદ–૧

(૧) ગુરુમાતા (૨) વિરાટ જાગે છે ત્યારે (૩) વંદના
(૪) મહાપંથનાં અજવાળાં (૫) મહાભિનિષ્ક્રમણ,

આ પાંચ પુસ્તકોમાં મુનિજીવનને ખૂબ જ ઉપયોગી નીવડે તેવું ચિંતન-મંથન ઠાંસી ઠાંસીને ભરવામાં આવ્યું છે. એટલે આ પુસ્તકો પૂજ્યોને જ વધુ મળે તે ઇચ્છનીય છે. સંસ્થાને જ્ઞાનદ્રવ્યની જેમ જેમ વધુ રકમ પ્રાપ્ત થશે તેમ તેમ આ પાંચ પુસ્તકો પૂજ્યોના કરકમલમાં વધુને વધુ સંખ્યામાં આપવાની અભિલાષા છે.

## ધર્મતત્ત્વની સ્પર્શના

ધર્મનું એક નાનકડું પણ બીજ ક્યાંયે દેખાય છે અને હૈયું આનંદથી ઊભરાઈ જાય છે. બે વરસનું બાળક કાલી ભાષામાં નવકાર બોલતું હોય એ વખતે અપૂર્વ આનંદ છલકાય છે. અણગારને ગામમાં પ્રવેશ કરાવવા ઢોલપીટનો અવાજ સાંભળતાંજ અંતરમાં થનગનાટ થઈ જાય છે. ક્યાંક કો'ક 'વંદે વીરમ્' બોલ્યું તો અપાર આનંદ આવી જાય છે. મારા નાથના શાસનનો જયારવ સાંભળતાં તો જાણે રૂવાડાં ખડાં થઈ જાય છે. પ્રભુના મંદિરિયે ભક્તોનાં ટોળેટોળાં જોવામાં જીવનનું સદ્ભાગ્ય દેખાય છે. મુનિની મંગલકારી દેશનામાં ઊભરાઇ ગયેલી માનવઠઠ જોતાં છાતી ગજગજ ફૂલે છે.

કેટલો વ્યાપક નાસ્તિકવાદ છતાંય મારા નાથના શાસનની આ બખી કેવી અનુપમ પ્રભાવના ! બેફામ બની ગયેલો જડવાદ ! છતાં તેમાંય ચૈતન્ય પ્રભુનાં ગુણ ગાતાં કેમ આનંદ ન થાય ? વિજ્ઞાનના વિકસતા જમાનામાં જમથી પણ ન ડરનારા કર્મથી ડરતા રહે એવા ધર્માત્માના દર્શને આંખોમાં

હર્ષાશ્રુ કેમ ન વહે? મને તો કેટલીક વાર ધર્મની લહાણી થતી જોઈને અત્યંત આશ્ચર્ય થાય છે.

પ્રત્યક્ષ સુખમાં રાચતું જગત, અવળા સંસ્કારોને એકદમ ઉત્તેજિત કરી દેતું આજનું વિજ્ઞાન, આજનાં ચલચિત્રો, આજના પહેરવેશ, અને આજની સઘળી રહેણી-કરણી એ બધાની વચ્ચે તદ્દન પરોક્ષ સુખના ફળને વર્ણવતાં ધર્મ તરફ દૃષ્ટિ પડે એય આશ્ચર્યજનક નથી? અને એ ધર્મનો આસ્વાદ લેવાય એ તો કેટલું ગજબનાક આશ્ચર્ય? અને તે ધર્મરંગે કોઈ ધર્માત્મા રંગાઈ જાય ત્યાં તો મારા આશ્ચર્યની અવધિ નથી રહેતી.

મારા પોતીકા જીવન ઉપર દૃષ્ટિપાત કરું છું ત્યારેય એના આંતર જગતમાં આવેલી 'ફાઈસીસો' વિચારતાં આ ધર્મની સ્પર્શના અતિશય કઠિન લાગે છે તેમ જ મળેલા ધર્મને ટકાવી રાખવાનું તો એથીય કઠિન જણાય છે.

ક્ષમાશીલ રહેવા ઘણોય મથું છું, મહિનાના ઓગણત્રીસ દહાડામાં ક્ષમાનો ધર્મ જારી પણ રાખું છું. જ્યાં કાંઈક આ સુકૃતની અનુમોદના કરવા લાગું ત્યાં એકાએક પ્રાપ્ત થયેલો ધર્મ હાથમાંથી સરકી જાય છે. ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠે છે. વાણીમાં વ્યક્ત ન થાય તોય એ ભારેલો અગ્નિ આખાય દેહને શુજાવી મૂકે. આત્માના પ્રદેશે પ્રદેશમાં એ અગનવર્ષાઓ લાહ્ય લાહ્ય ઉઠાડી મૂકે.

ક્ષણ પહેલાંનો ક્ષમાશ્રમણ, એક જ ક્ષણ પછી ચણ્ડરુદ્ર બની બેસે છે. આ પ્રસંગ જોવા જેવો નહિ? આવા અનેક પ્રસંગોમાંથી બોધપાઠ મેળવવા જેવો નહિ? આના ઉપરથી

જ યોગ અને ક્ષેમની દુર્લભતા માપી શકાય નહિ ? એથી જ કોઈ તપસ્વીના દેહને જોતાં, કોઈ નિર્વિષયીનાં નયનો નિરખતાં, કોઈ નિષ્કષાયી કે મંદ કષાયીનાં મુખડાં જોતાં કે કોઈ જ્ઞાનીના પરિણતવચનો સાંભળતાં મારા હૈયે હરખ માતો નથી.

આવા અનુપમેય ધર્મતત્ત્વને પ્રાપ્ત કરી ચૂકેલા તે પ્રત્યેક ધર્મીને અને તે પ્રત્યેક ધર્મતત્ત્વને હું શતશઃ વંદના કરું છું. એમનો ધર્મ સદૈવ ક્ષેમને પ્રાપ્ત કરે એવી અંતરની કામના રાખું છું. ક્યાં કરાળ અનંતસંસાર ? ક્યાં એની કરુણ સજાઓથી ભરેલી મુસાફરી ? ક્યાં એની રિબામણો ! એનું ચિતરામણ હું આ કલમથી ન કરી શકું. મોટો બૃહસ્પતિ ય ન કરી શકે અને એ કાબેલ કર્મસત્તાને જડમૂળથી ઊખેડીને ફેંકી દેતું આ ધર્મતત્ત્વ કેવું ? એવા ધર્મતત્ત્વને સ્પર્શતો જીવ કેટલો ધન્ય કહેવાય ! એ ક્ષણ, એ દેશ, એ ભાવ, સર્વ કેટલાં ધન્ય કહેવાય ! ભલે કદાચ આવતી કાલ એ ધર્મ વિનાની હોય, પણ જે ધર્મ સેવાઈ ગયો એ તો ગજબ થયો ને ? એ ધર્મે અનંત કર્મરાશિને ઉખેડી નાંખી એ તો ચોક્કસ થઈ ગયું ને ! માટે જ જ્યાં ધર્મ દેખાય, ધર્મી દેખાય ત્યાં તેને નમતા જ રહેવું. એ બધાયને નમવું એ પણ એક મહાન ધર્મ છે. નમીને એ બધાય ધર્મના હિસ્સા પ્રાપ્ત કરી લેવા એ ખરેખરી કુશળતા છે. બીજો ધર્મ ન કરનાર પણ જો ધર્મીને નમતો રહે તોય તેનું કલ્યાણ થઈ જાય કેમકે 'નમવું' એય ધર્મ છે; ઘણો જ સુંદર અને સલામત...

ધર્મમાત્ર દુર્લભ છે, માટેસ્તો જ્યાં ધર્મ દેખાય, ધર્મીજન દેખાય ત્યાં મને આશ્ચર્ય જ થાય છે. કર્મસત્તાની જાલિમ ચુંગાલમાંથી ચસકવાને પણ અસમર્થ જીવ એમાંથી આખો છટકી જઈને ધર્મસત્તાનું દર્શન પણ કરે એ જ વિચિત્ર વાત છે.

આપણને ધર્મ સ્પર્શ્યો જરૂર છે, પણ તે તો ધર્મનો યોગ થયો પણ હજુ ક્ષેમને સાધી શક્યાં નથી. ક્ષેમ એટલે પ્રાપ્તયોગનું રક્ષણ કરવું અર્થાત્ એ યોગને પકડી રાખવો. ગમે તેવી આપત્તિમાં એ ધર્મનો વિયોગ ન થવા દેવો. સ્થિર ચિત્તના દૃઢસંકલ્પ સાથે ધર્મયોગને વળગી રહેવું. બીજી ભાષામાં કહું તો જોંકની જેમ વળગી રહેવું.

આ ક્ષેમની સિદ્ધિ આપણને નથી થઈ. આપત્તિનો પડછાયો પણ દેખાય, આપત્તિની ભ્રાન્તિ પણ થઈ જાય ને તો મૂઠી વાળીને એ ધર્મયોગથી બારગાઉ દૂર ભાગીએ છીએ. જે ધર્મયોગને જીવસટોસટના ખેલથી પણ સાચવી લેવાનો તેને જીવના તુચ્છ સુખ ખાતર ખાડામાં ફેંકી દેતા આપણને આંચકોય ન લાગે !

ધર્મયોગ તો અનંતીવાર પ્રાપ્ત થયો. ધર્મયોગની જેટલી કિંમત છે તેના કરતાં અનેક ગણી કિંમત ક્ષેમની છે. એક વાર સાચો ક્ષેમ પ્રાપ્ત થયો કે ભવની બાજી સંકેલાઈ ગઈ સમજો. ભવના ફેરા ટૂંકાઈ ગયા સમજો. સંસારના રંગરાગ કરમાઈ ગયા સમજો. સુખાભાસના આનંદ ઓસરી ગયા સમજો. એક વાર ક્ષેમને સાધી લઈએ એટલે પછી ધર્મના શુભાતિ-

ગુહ્ય તત્ત્વો આપણી સામે કરામલકવત્ બનીને ખડાં થઈ જાય પણ તે ખાતર આપણે કૃતનિશ્ચયી બનવું જોઈએ. કર્તવ્ય-પરાયણ બનવું જોઈએ. વિઘ્નોની સામે હિંમતભરી લડત આપવા સદૈવ તૈયાર રહેવું જોઈએ. આપણા જીવનનું જે કાંઈ કર્તવ્ય છે તે બધુંય ધર્મક્ષેમને મજબૂત બનાવવા માટે જ છે જેનાથી ધર્મનો ક્ષેમ ન થાય તે આપણું કર્તવ્ય નથી. ધર્મક્ષેત્રની આડે જે કાંઈ આવે તે જ આપણા માટે વિઘ્નરૂપ છે. ધર્મક્ષેમને જે કોઈ સાધી આપે તે પછી કાળોતરો નાગ હોય તોય તે આપણો પરમોપકારી ગુરુ છે. અતિશય દુર્લભ એવો ધર્મયોગ તો પુણ્યે મેળવી આપ્યો. પણ ક્ષેમ તો પરાક્રમે જ પ્રાપ્ત થાય. અને પરાક્રમી બનવું એ જ આપણી કુલવટ નથી ?

સત્ત્વહીનતા એ તો આપણા કપાળે કાળું ટીલું કહેવાય. શા માટે કરાળકર્મોના પેટમાં ખંજર મારતા આ ધર્મક્ષેમને આપણે સંપૂર્ણ પરાક્રમ કરીને, સઘળું સહી લઈ ને, સઘળી બુદ્ધિ વાપરીને પણ સાધી ન લઈએ ? એને માટે જે કાંઈ તુચ્છસુખને સળગાવવું પડતું હોય તો તેમાં ખંચકાટ શેનો ? એ તો આપણા જીવનની ધન્યપળો છે જેમાં ક્ષેમને કનડતાં તુચ્છસુખના વિચારોને દામ દેવાય છે.

ક્યારે ક્ષેમની એ ધન્યપળોનું આગમન થશે ?

[ ૨ ]

## सर्वं क्षणिकम्

સાધનાની સફળતા તો તે જ પામી શકે જેના જીવનમાં અનિત્યભાવનાનું તત્ત્વ આત્મસાત્ થઈ ચૂક્યું હોય. સઘળું જડતત્ત્વ નાશવંત છે એમ માન્યા વિના તો વિરાગનો રંગ લાગી શકે તેમ નથી. વસ્તુમાં નિત્યતાનું આછેરું પણ ભાન એ વસ્તુઓ પ્રતિની રાગદશાને પકડી રાખે છે.

સંયમનો વેષ લીધો, માથે ગુરુને ધર્યા, હૈયે વીતરાગનું ધ્યાન ધર્યું પણ આની પૂર્વે 'વસ્તુ માત્ર અનિત્ય છે' એ સિદ્ધાન્તનો હૃદયથી સ્વીકાર ન કર્યો હોય તો સંયમજીવનમાં સફળતા ભાગ્યે જ મળે એવી મારી સમજ છે. બૌદ્ધમતનો પાયારૂપ સિદ્ધાન્ત 'યત્ સત્ તત્ ક્ષણિકં' ઘણે અંશે આપણે આત્મસાત્ કરી લેવો જોઈએ. વસ્તુ અનિત્ય છે એ સમજાય પછી વિરાગ જગાવવાનું કાર્ય રમત થઈ પડે છે. આંખ સામે આવેલી, દિલને લલચાવતી મીઠાઈ ને જોઈને તેની અનિત્યતાનો સ્વીકાર કરો અને તેની બે માસ પહેલાંની અને બે માસ પછીની દશાઓનો વિચાર કરો. ભૂત અને

ભાવીમાં એના થયેલા અને થનારા પરિણામોની હારમાળાઓને આંખ સામે લાવો. એ હારમાળાના પ્રત્યેક મણકાને 'એન્લાર્જ' કરીને જુઓ.

ભૂતકાળ જોઈને ભરમ ભાંગશે, એનું ભાવી જોઇને ત્રાસ છૂટશે. એક લાખ રૂપિયા ખર્ચીને ઊભી કરેલી તોતિંગ ઈમારતના સ્થાને ભૂતકાળમાં સો વર્ષ પૂર્વે શું હતું ? તે વિચારો અને સો વર્ષ બાદ એ સ્થાને રહેલાં ખંડિયેરોનો વિચાર કરો. આંખો ચમકી ઊઠશે. દિલ ધડકી ઊઠશે. લોહીનું પરિભ્રમણ વેગીલું થઈ જશે. હૃદયના ધબકારા વધી જશે.

જે કાંઈ વિશ્વમાં છે તે સઘળું અનિત્ય છે, નાશવંત છે. આ વિચાર રાગના કાળમીંઢ પથ્થરોના પેટ ફાડી નાખશે. આ વિચાર કષાયોના કારમા હુતાશનને એકપળમાં ઠારી નાંખશે. વસ્તુની નાશવંતતાતો વિચાર આપણા ગુરુની ગરજ સારશે. બધે જમાવેલા મમત્વના અધિકારો આ વિચારના જોરે ટપોટપ ઊપડી જશે. અહંકાર આપોઆપ ઓગળવા લાગશે.

બધું નાશવંત હોય તો મમત્ત્વ ક્યાં કરવું ? એવી નાશવંત ચીજના મમત્વ શા ? નિત્ય એવો આત્મા બિચારો નાશવંત ચીજના પનારે પડી જઈને પોતાનું સંપૂર્ણ સત્યાનાશ નોતરે એ હકીકત તદ્દન અસહ્ય છે. જેમ જેમ આ વિચાર વેગ પકડે છે તેમ તેમ વસ્તુમાત્રથી રાગ તૂટતો જાય છે. વસ્તુનો ભોગ અનાસક્ત હૈયે થતો જાય છે. પછી એ

ભોગ લગભગ અર્થહીન બનતો જાય છે અને આમાંથી જન્મ થાય છે સાધનાના પ્રથમ તબક્કાના વિરહકાળનો.

જે વસ્તુ ગઈકાલે અત્યંત પ્રિય હતી તે આજે અકારી બને છે. એની સામે જોવુંય ગમતું નથી. નાશવંતને બાઝવું ક્યાં ? નાશવંતના શણગાર શા ? વસ્તુ માત્ર ઉપર એની નાશવંતતાનું કલંક લાગી જાય છે. નાશવંતતાનો વિચાર ઝાટકો મારીને વસ્તુ માત્રથી આત્માને દૂર હડસેલી દે છે. અને હવે આરંભાય છે સાધનાની ભૂમિકાનો બીજો તબક્કો–મંથનકાળ.

આ બધુંય નાશવંત છે તો અવિનાશી કોણ ? આમાં સુખ નથી તો સુખ ક્યાં છે ? વસ્તુ માત્ર ક્ષણિક છે તો તે નિત્યસુખ તો આપે નહિ બલ્કે વારંવાર તે વસ્તુ વિનષ્ટ થતાં દુઃખિત થવાનું જ માથે પડે. તો પછી ચિરંજીવ સુખ આપનાર ચિરંજીવ તત્ત્વ કયું ?

આ મંથનકાળ જેમ જેમ લંબાય છે તેમ તેમ મનોવ્યથા અસહ્ય થતી જાય છે. શાશ્વતસુખની ઝંખના તીવ્ર બને છે. એની પ્રાપ્તિ માટે જીવ તલપાપડ થઈ જાય છે અને એ વખતે એ સાધનાના ત્રીજા તબક્કામાં પ્રવેશે છે. એ છે મિલનકાળ.

શુદ્ધિમાં જ ચિત્ત ખેંચાય છે. અનાદિકાળથી આરાધેલી નાશવંત પદાર્થોની પ્રીત દુઃખભરી લાગવા માંડે છે અને પરપુદ્ગલની એ પ્રીત તૂટે છે. નિત્ય આત્મા સાથે પ્રીત બંધાય છે. આત્માની પ્રીત પરમાત્માની ભક્તિ જગાડે છે. પરમાત્મા પ્રતિ દયાનો ધોધ વહાવે છે. નવનવી આ પ્રીત સુખમાં પરિણમે છે. પ્રીતને સાધવાના ઉપાયો પ્રાપ્ત થાય છે. પ્રીતને વિકસાવનારા ગુરુદેવો પ્રાપ્ત થાય છે. પ્રીતિને અસ્થિમજ્જા કરી આપનારા વીતરાગદેવો પ્રાપ્ત થાય છે. એ અનંત ઉપકારીઓનું ધ્યાન, તાન અને માન સદૈવ વૃદ્ધિંગત બનતું જાય છે. આરાધનાધર્મ જીવનમાં વિકસતો જાય છે.

નિત્ય એવા આત્માની પ્રીત એને દુઃખયાતનાથી મુક્ત કરવા સતત આગ્રહ કરે છે અને એ મુક્તિનું આંદોલન શરૂ થઈ ચૂકે છે. વિરહકાળમાં વસ્તુમાત્રના વિરહનું દુઃખ હતું પણ મંથનકાળથી નિત્ય એવા આત્મા પ્રતિ લક્ષ જતાં જ ધર્મપ્રાપ્તિકાળ આવ્યો તેણે તે દુઃખ ટાળી નાંખ્યું. વસ્તુથી પ્રાપ્ત થતાં સુખ કરતાં અનંતગુણા સુખનો એણે અનુભવ કરાવી આપીને પેલા દુઃખને ક્યાંય ખીણમાં ફેંકી દીધું.

અનિત્ય ભાવનાના પરિપક્વ વિચારના પાયા ઉપર સાધનાની ઇમારત ચણાય તો સાધનાક્ષેત્રે પદાર્થોમાં વારંવાર જે મૂંઝવણનો અનુભવ થાય છે તે ટળી જાય. વસ્તુમાં નિત્યતાના દર્શનના ચમકારા જે અવારનવાર આવી જાય છે તે હવે ન આવે.

જીવન એકધારી ગતિએ સાધનામાર્ગે વહ્યું જાય. કોઇ માનસિક આડખીલી આવે નહિ. ભવદત્તે અનિત્યભાવથી

આત્માને ભાવિત કર્યો ન હતો. માટે જ બાર બાર વર્ષ સુધી એની કાયા સાધુવેશમાં રહી પણ એનું મન તો એક ક્ષણ પણ સાધુતામાં જંપીને ન બેઠું. નાગિલાના રૂપમાં નિત્યતાની ભ્રાન્તિ થઈ ગઈ અને એણે દેવ અને ગુરુને પણ ફગાવ્યાં. પણ જ્યારે નાગિલાએ વાસ્તવદર્શન કરાવી દીધું. રૂપની નાશવંતતાનું કલંક પ્રગટ કરી દીધું અને સઘળી બાજી સુધરી ગઈ.

અનિત્ય ભાવનાના વિચાર વિનાની સાધના અધૂરી જ રહેવાની. એ વિચાર સ્વયં સક્રિયસાધના ન હોવા છતાં સક્રિયસાધનાના પ્રત્યેક તત્ત્વનો ઉત્તેજક બનીને સાધનાક્ષેત્રે જબ્બર કાર્યકારી બને છે. આપણા જીવનને સુખવિભોર બનાવવું હોય તો ખૂટતા આ વિચારતત્ત્વને પૂરવું પડશે. તેની પૂર્તિ વિના સાધના અધૂરી રહી જાય તેમ કહીએ તો કદાચ ખોટું નહિ ગણાય.

[ ૩ ]

## આરોગ્ય

શરીરને તંદુરસ્ત બનાવવાની જરૂર નથી, પણ નીરોગી રાખવાની અવશ્ય જરૂર છે. વિગઈઓના ભોગથી શરીર તંદુરસ્ત બનવાની સંભાવના ઘણી ઓછી રહે. ભર્તૃહરિ પણ કહે છે 'भोगे रोगभयं' ભોગમાં આસક્તિ જોર કરી જાય, પ્રમાણ સચવાય નહિ એટલે અતિરેક થયા વિના રહે નહિ.

જેને આહારની માત્રા ન રહે ત્યાં સંયમયાત્રા સંભવિત નથી. ભોગમાં પડ્યા, રોગી થયા, પછી સંયમની કઠોર સાધનાથી બાતલ થયા. સંયમયાત્રા સાચવવી હોય તો આહારની માત્રા સાચવવી જ પડશે. સંયમયાત્રામાં લયલીન રહેનાર કદી માંદો ન પડે. માંદગી આવે તોય એને જતાં વાર ન લાગે. એ શરીરથી નિર્બળ હોય તો પણ બને, પણ શરીરથી નિરોગી અવશ્ય હોય. આત્માનું ભાવારોગ્ય અને આત્માની તંદુરસ્તી તો દિનપ્રતિદિન વૃદ્ધિંગત જ થાય.

સાધુને જરૂર શાની? શરીરની તંદુરસ્તીની કે આત્માની?

કોના ભોગે કોનો ભોગ હોય ? જેને શરીર નીરોગી બનાવવું હોય તેણે નિત્ય એકાશન કરવું જોઈએ. મિષ્ટાન્ન, તળેલું અને ચા છોડવાં જોઈએ. અને વિલાયતી દવાને સંપૂર્ણ દેશવટો દેવો જોઈએ. એથી પણ સૂક્ષ્મતામાં જઈએ તો ટૂંકમાં એટલું જ કહેવાય કે એણે શાસ્ત્રીય-જીવન જીવવું જોઈએ.

એના ખાતર શરીરના આગંતુક કષ્ટ સહેવા માટે તૈયાર રહેવું જોઈએ. એ વખતે વીતરાગની અવજ્ઞાથી ઉત્પન્ન થનારા ભયંકર અનર્થોને આંખ સામે રાખવામાં આવે અને આજ્ઞાપાલનના નિરતિશય આનંદની ખુમારી નજર સામે લાવવામાં આવે તો આગંતુક સામાન્ય કષ્ટ પણ મહોત્સવરૂપ બની રહે.

ચા પીવી કે નવકારશી કરવી એ બહુ ધિક્કારને પાત્ર નથી કિન્તુ એ દ્વારા આજ્ઞાનો લોપ કરવો એ જ અત્યંત ભયંકર વસ્તુ છે. એ આજ્ઞા લોપીને અલ્પતર સુખ મેળવવું અને આજ્ઞાપાલનથી પ્રાપ્ય મહત્તમ સુખ જતું કરવું એ કેટલી હાસ્યાસ્પદ મૂર્ખાઈ છે. મુનિ તો મોહની સામે મેદાને પડેલો શૂરો સૈનિક છે. એ કાયાથી કાયર ન થઈ જાય. ભોગથી ભડકી ન જાય. રોગથી રોઈ ન જાય. એને તો કાયા વગેરેનું ગમે તે થાઓ એની જરાય પરવા ન હોય, એ કાયા કાલને બદલે આજે સળગતી હોય તોય એ તૈયાર હોય. એને તો એક જ વાત હોય–આજ્ઞાનું પાલન !

એને એક જ વાતનો ભારે અફસોસ હોય. આજ્ઞા-

ભંજન. પ્રભુ પાસે હમેશાં જાય અને એમનાં ભજનિયાં ગાતો એની જ માગણી કરે "હે નાથ તારા ભજનિયાંથી મારામાં એવું બળ આવો કે હું કદી આજ્ઞાભંજક ન બનું."

આપણે જરાજરામાં કાયાને અનુકુળ થઈશું તો આજ્ઞાભંજનના અતિઅનર્થકારી પાપના ભાગી થઈશું. કાયા સામે કરડી નજર કરશું તો કર્મની કાતિલતાને સમૂળી સાફ કરવા સમર્થ થઈશું. વસ્તુતઃ અશક્તિના નામે આપણે આસક્તિને જ પોષતા હોઈએ છીએ. આસક્તિ સર્વરોગોની જનેતા છે. રોગો થયા પછી તેના નામે આપણે રસ ઉડાવીએ છીએ. આ મહામાયાવી વૃત્તાંતને પ્રકૃતિ સાંખી શકનાર નથી.

દાંત ઉપર છારી વળી, પીળા પડયા એટલે આપણે તરત મંજન કરીએ. પણ એ વખતે એ વિચાર ન કરીએ કે આ છારી તો પેટના બગાડને કહેવા બહાર આવેલી હતી છે. હવે ઝટ ઉપવાસ કે લાંઘણ કરવાની જરૂર છે.

પેલી આસક્તિ છારીને મંજનથી સાફ કરાવી નાખે છે. અને એનો ભક્ષ્ય લીધા કરે છે. સ્વપ્નદોષ વારંવાર થવા લાગે ત્યારે તેના માટે અનેક ઔષધી લેવામાં આવે પણ એ વિચાર ન કરીએ કે શરીરમાં નાખેલા વિકારો મનમાં પહોંચી ગયા છે. ઊંઘમાં આવીને ખબર લઈ જાય છે.

દાંતની છારીઓ ખરાબપેટની સૂચક છે. વારંવા-સ્વપ્નદોષ ખરાબ મનનો સૂચક છે. વધુ ને વધુ પ્રભુ ભક્તિમાં દિલ જમાવીએ, વધુ ને વધુ પ્રભુ નામનો જપ કરીએ અને તેની સાથે તપ કરીએ તો મનના બગાડ દૂર થઇ જાય; ફરી આધ્યાત્મિક તંદુરસ્તી પ્રાપ્ત થઈ જાય. આ જ રીતે શરીરના રોગોના વિષયમાં વિચારવું જોઇએ.

શરીર એટલું બધું દયાળુ છે કે એકાદ વારની આપણી ભૂલોથી તે વીફરી જતું નથી. પણ જ્યારે અનેકાનેક વખત ખાવાપીવાની ભૂલો કરીએ છીએ ત્યારે જ તે રૂઠે છે અને રોગો દેખાડવા રૂપે પોતાનો પ્રકોપ જાહેર કરે છે. રોગ થાય ત્યારે સવેળા સાવધાન થવું જોઈએ અને નક્કી કરી લેવું જોઈએ કે હવે ભુલો પોતાની મર્યાદા વટાવી ગઇ છે. ઉપેક્ષા કરીશ તો આ રોગો આખું જીવન ખાઈ જશે.

વાસનાનો ભૂખ્યો માણસ પોતાના ભોગ ઉપર જેટલી-વાર બળાત્કાર કરતો હશે એથી પણ અનેકગણી વખત રસના-નો ગુલામ ભોગી કે યોગી પોતાના જ પેટ ઉપર બળાત્કાર કરે છે. દિવસમાં ચાર ચાર વાર ખાય છે અને પીએ છે.

આ કરુણાજનક સ્થિતિમાંથી આપણે બચીશું ત્યારે જ આધ્યાત્મનો એકડો ઘૂંટવાની નિશાળમાં બેસવાને ચોગ્ય ગણાઈશું. જેને ખાવાપીવાનું ભાન નથી એ સાધુજીવનને માટે તદ્દન નાલાયક છે એમ કહું તો જરાય ખોટું નથી. સ્વ અને પરના હિતની સર્વોચ્ચ સાધના કરનારના મગજમાં ખાવાપીવાની તદ્દન હલકી વૃત્તિઓ એક ક્ષણભર પણ રમતી

ન હોય. એ તો સદૈવ સ્વહિત અને પરહિતના ચિંતનના નક્કર પ્રયોગમાં જ લીન હોય. વીતરાગ ભગવંતોને શરણાગત હોય. અનુપમ વિરાગનો સ્વામી હોય. એને વળી આ ખાવાપીવાના રાગ શા ? મહોપાધ્યાયજી ન્યાયવિશારદ બન્યા હોય કે સુસૂક્ષ્મચિંતનથી ભરપૂર ગ્રંથોના સર્જક બન્યા હોય તો માત્ર જ્ઞાનબળથી નહિ કિન્તુ અનાસક્ત યોગની સાધનાથી. જેમને ખાવાપીવાની પણ ફુરસદ ન હતી. સૂર્યાસ્ત થતાં પચીસ વખત તો એમનો શિષ્ય પાણી ચૂકવવા વિનંતી કરતો. હાથમાં પકડેલી કલમને હલાવતો તે વખતેય આ શ્રુતસાગરમાં રોજ મહાલતા મહાત્મા કહેતા. "ઓ ભાઈ, એક બે મિનિટ આટલું જરા લખી લેવા દે ને. આગાને આમ ખેંચાખેંચમાં સૂર્ય આથમી જતો ! ! ! ખાવાપીવાનો પણ જેને સમય ન હતો એ ઉપાધ્યાયજી ક્યાં ? અને ખાવા-પીવામાંથી જ ઊંચા ન આવતા મારા જેવા આજના મુનિઓ ક્યાં ? ક્યાં એ અનાસક્ત યોગનો અઠંગ ઉપાસક ! અને ક્યાં અમે આસક્તિના વફાદાર ગુલામો !

ક્યાં એ નવનવા શ્રુતરસના પ્યાલા ગટગટાવતો નચાબાજ નરવીર ! ક્યાં અમે વિષયકષાયોની ગટરના પાણીમાં જાતને ઝબોળતા ક્ષુદ્રમાનવો ! ક્યાં એ પરહિતના એક માત્ર ચિંતનમાં જીવનનું બલિદાન દેતો વીતરાગનો અનન્યસેવક ! અને ક્યાં અમે અમારા પેટને જ દેતાં વીતરાગદેવના બાળકો બેવકૂફો ! હવે તો દાદા શ્રીમંધરસ્વામીજીને વિનંતી કરું કે "હે દાદા, મારી અને મારા કેટલાક બાળજીવાત્માઓની આ

દયામણી દશા દૂર કરે તો સારું છે. અમારામાં તો સત્ય નથી કે અમે જાતે આમાંથી ઊભા થઇ જ એક વાર પણ રહેમ નજર પડી જાય તો દાદા ભૂલકાંનો બેડો પાર થઈ જાય.

દાદા, અમે આમાં જ સબડવાનું ઇચ્છતા હોં. અમે આ વિષ્ટાના કીડા તો નથી કે કાદવની નથી. છીએ તો તારા ઉપાસકો પણ ભૂલ્યા અને ફસાયા છીએ. આ પાપકર્દમમાં. તારો જ તો અમે ઝટ ઊભા થઈ જઈએ. પછી કદી નહિ પડીએ એની તને ખાત્રી આપીએ. એટલું પણ અમારા જેવા કાદવે ખૂંચેલા ભાઈભાંડુને બહાર ખેંચી કાઢીશું. દાદા ઓ દાદા ! અમને નહિ તો અમારું થશે શું ?"

[૪]

## આહારશુદ્ધિ અને આરોગ્ય

દવાઓના પનારે પડીને, રોગોથી કાયર બનીને, સઘળુંય આપણે ગુમાવી બેઠાં. આપણી બુદ્ધિ એટલી કઠણ અને જાડી થઈ ગઈ કે એમાં આ સુસૂક્ષ્મ તત્ત્વને ઊતરવાનો હવે અવકાશ જ ન રહ્યો. જે સાધુએ એક, બે કે પાંચ વાર કૃત્રિમ ઉપાયોથી શરીરને નીરોગી બનાવવા યત્ન કર્યો પછી તો તેનું શરીર જ એવું થઇ જાય છે કે એ ઉપાયો વિના તે ઊભું પણ ન રહી શકે. એને ભાવઔષધની વાત કરવામાંય આપણને એમ લાગે કે દરદીને આ ઔષધ આપવાથી શી રીતે સારું થશે ?

સાચી જ વાત છે. એકાદ બે વર્ષ જો દવાઓના ડોઝથી શરીરને જોરમાં રાખ્યું, નિત્ય નવકારશી કરીને જ સવારે ધૂણીને ગોખવાનું રાખ્યું તો હવે એ દવા કે નવકારશી વગેરે છોડવા એ આસમાનના તારા તોડવા જેટલું ભારે કામ બની જાય છે. અરે ! એ આત્માને એના સદ્ભાગ્યે આ પરવશતાનો, સાધનાના દેવાતા બલિદાનનો, વધતી જતી

આસક્તિની વડવાઈઓનો ખ્યાલ આવી પણ જાય તોય સાધનાની પગદંડીએ પગ મૂકવા ય પછી તો લાચાર બને. અરે! એ પગદંડીએ નજર પણ ન નાંખી શકે ! એને એ માર્ગ અતિશય વિકટ લાગે.

એને જ્યારે કોઈ મહાત્મા, કોઈ પરોપકારરસિક આતમરામ પ્રેમથી આ અપાયો સમજાવે ત્યારે એ દડદડ આંસુ સારે અને કહે કે, " મારી ભાવના ઉગ્ર સાધના કરવાની હોવા છતાં આ શરીર હવે એવું કુટેવે ફેંદાઇ ગયું છે કે તે કાંઈ જ કરી શકે તેમ નથી. " કેટલી દયામણી દશા ? મન મક્કે જતું હોય અને ટાંટિયા ઉંબરે પણ ન પહોંચતા હોય !

પણ છતાં સાંભળનારે તેને ઉત્સાહ આપવો જોઈએ. બહુ જ ખૂબીથી–કુનેહથી અને કળાથી એની કુટેવો છોડાવવા અવશ્ય યત્ન કરવો જોઈએ. અસંખ્ય જીવોને સન્માર્ગનું દાન દેવા સમર્થ એવી એની બુદ્ધિની અસ્વચ્છતા ટાળવા કમર કસવી જ જોઈએ. નહિ તો પેલા અસંખ્ય જીવોનું શું થાય ? એને ઉત્સાહ આપીને નાના અને ટૂંકી મર્યાદાવાળા અભિગ્રહો કરાવવા જોઇએ. જો એનો પણ રસાસ્વાદ આવી જશે તો તેની મેળે એનું પરાક્રમ વધતું જશે.

રોગોના મૂળમાં પ્રજ્ઞાની જ ભૂલો કારણ છે. આ ભૂલોની એને સતત સાચી સમજણ આપ્યા કરવી જોઈએ. આ રહી કેટલીક પ્રજ્ઞાની ભૂલો.

(૧) કોઈએ એને શીખવી દીધું હોય કે પાણી તો ખૂબ પીવું.

(૨) સવારે વાપરવામાં વાંધો નહિ. પછી ૧૧ વાગ્યા સુધી ખૂબ ભણી શકાય.

(૩) સાંજે આહાર ન લેવો. ભારે પડે પણ ઓદન સૂપમાં તો વાંધો નહિ. પચવામાં બહુ હલકા.

(૪) શરીરમાં મધુરરસની પણ જરૂર છે માટે મિષ્ટ પણ લેતા રહેવું.

(૫) આપણે તો સાધુ રહ્યા. જે મળે તેનાથી નિર્વાહ કરી લેવો. કશાનો ત્યાગ આપણાથી ન થાય. બધે થોડું જ બધું મળવાનું છે?

(૬) શરીરની કાળજી તો લેવી જ. બેદરકાર રહીશું તો બધી આરાધના બગડશે. ઈત્યાદિ.

આ ૭ ભૂલોની સામે એને આવી રીતે સમજણ આપવી જોઈએ.

(૧) અરે ભાઈ! શરીર તે કાંઈ મ્યુનિસિપાલિટીની ગટર છે કે એમાં પાણી નાંખ નાંખ જ કરીએ. પાણી તો અગ્નિનો શત્રુ છે. જરૂર કરતાં વધુ પાણી પીવામાં આવે તો અંદરનો અગ્નિ હોલવાઈ જાય. મંદાગ્નિ થાય. ખોરાક પણ રગડા જેવો થાય. કાચોને કાચો નીકળી જાય. આમ થાય. અનેક નુકસાનો થાય.

પાણી તો ખોરાક વાપરતાં વચ્ચે જ પીવાય. આગળ પાછળ પીએ તો વિષ બને. દિવસમાંય બહુ જ અલ્પ લેવાય. તેય એકદમ ગટગટાવી ન જવાય.

આરોગ્યના નિયમો સમજવાનું જરૂરી એટલા માટે છે કે આપણી ભૂલોને આપણે દૂર કરીએ; નહિ કે એ નિયમોને પાળવા વધુ સમય બગાડીએ.

(૨) શરીરને આખી રાત આરામ આપ્યો છે હવે તેનામાં કામ કરવાની શકિત કેમ ન હોય? સ્ફૂર્તિ કેમ ન હોય? એકદમ સવારે જ આ ખાખરા પેટમાં નાંખીને એ શરીરના અવયવોને કામે લગાડીશું તો રાતભર આરામ કરીને મેળવેલી શકિતઓ બુદ્ધિ સુધી પહોંચશે જ નહિ.

કૃત્રિમ ઉપાયોએ આપણા જીવનને સવારથી જ થકાવટ-ભર્યું બનાવી દીધું છે. હવે એ ઉપાયોને છોડશું તો મહિને એ મહિને આપણને નૈસર્ગિક આરોગ્ય પ્રાપ્ત થશે. પછી ૧૧-૧૨ વાગ્યા સુધી કશી ભૂખ નહિ લાગે. સાધુજીવનનો મસ્ત આસ્વાદ મળશે અને દેવાધિદેવની આજ્ઞાના પાલનનો અણમોલ અવસર પ્રાપ્ત થશે. આ લાભ લૂંટવા જીવનના કૃત્રિમ ધોરણને ફેરનાવવું જ જોઈ શેને?

(૩) સાંજે વાપરવું એ અબ્રહ્મની વાસનાને નોતરું દેવા બરાબર છે. વળી રાત્રિએ પણ સાંજનો ખોરાક પચાવવાના કામમાં શકિતઓ કામે લાગશે તો ઊંડાં ચિંતન શી રીતે જાગશે?

જે રાત્રિના નીરવ વાતાવરણમાં અંતરના અવાજને સાંભળવાનો છે; ગાઢ અંધકારમાં અંતરનો પ્રકાશ જોવાનો છે એ રાત્રિનાં મહાન કર્તવ્યો અંદરના ખોરાકને વિષ્ટામાં રૂપાંતરિત કરવામાં ગૌણ થઈ જાય એમ ને?

તો પછી દુઃખાર્ત જંગલનો બેલી કોણ બનશે? તારી જાતનાય દુઃખ તું શે ફેડશે?

(૪) શરીરમાં મધુરરસની જરૂર કહેનાર આયુર્વેદને તું માને અને અંતરના પ્રશમરસની અનિવાર્ય જરૂર બતાવનાર વીતરાગદેવોને તું ન માને? બેમાં બળવાન કોણ? સાચા હિતૈષી કોણ? ઉપકારી કોણ? જડમાંથી રોગોન્મૂલન કરનાર કોણ?

પ્રશમરસની સિદ્ધિ મધુરરસને ફગાવવાથી જ થાય છે. શરીરની મધુરરસવૃત્તિઓ અંતરની શુભ વૃત્તિઓને શોષે છે. બોલ હવે તારે કોની જરૂર છે? સાધુ તરીકે તું ક્યાં જવા ઇચ્છે છે?

(૫) આપણે સાધુ રહ્યા માટે જે મળે તે નભાવી લેવું એ શાસ્ત્રીય વાતને પૂંછડેથી પકડી. દૂધ નથી મળતું માટે ચાથી પણ નભાવી લેવું. પણ દૂધ વિનાય નભાવી લેવાય તેમ નહિ? મુનિ ભોગ સન્મુખ હોય કે ત્યાગ સન્મુખ! ભોગ સન્મુખ ભોગી કહેવાય. ત્યાગ સન્મુખ યોગી કહેવાય.

રાતે પાણી ન પીવાય એટલે સાંજે જરા રીતસર પાણી ઢીંચી લેવું. લે, રાતે પાણી ન પીવાય અને સાંજેય બે ઘડી પહેલાં જ પાણી બંધ કરવાનું છે. પણ ઢીંચવાનું તો ક્યાંય નથી કહ્યું. આ બધી અવળી અર્થાપત્તિઓ કાઢીને ખરેખર આપત્તિઓ વહોરી છે. પેટ ભરીને વાપરવું અને પછી ખૂબ પાણી પી લેવું. શરીર તો બગડે જ. અને શરીર

બગડયા પછી આત્માય બગડયા વિના રહેતો નથી. સાચે જ આપણે તદ્દન સત્વહીન બન્યા છીએ.

(૬) શરીરની કાળજી લેવી ખરી. પણ તેની કાળજી જ આપણું સાધ્ય ન બની જવું જોઈએ. કાળજી બે રીતે લેવાય છે એક તો જે તે આપીને પછી એની મરામત કરવારૂપ કાળજી છે અને મરામત કરવી ન પડે તે માટે તેને બિનજરૂરી જે તે ન આપવારૂપ કાળજી છે.

ત્યાગસન્મુખ યોગી જે તે ન આપવારૂપ કાળજી લઈને જ શરીરને તંદુરસ્ત રાખે અને તેમ થાય તો જ તેનું ચિંતન શરીરને છોડીને આત્મા સુધી, સર્વાત્મા સુધી પહોંચી શકે. હમેશ પેટ ભરીને ખાઈને રેચો લેવાની કાળજી એ બેવકૂફી કહેવાય. ઉણોદરી કરવાની કાળજી એ ડહાપણ કહેવાય.

શરદીને ન સહી શકનાર સાધુએ શરદીની ઉપેક્ષા કરી, તાવ લાવીને દવા લેવાની કાળજી કરવી એ નરી મૂર્ખતા છે. શરદીથી સાવધ રહેવાની કાળજી એ જ સાચી સમજ છે.

વધુ પડતું ભણી લઈને પોષણ લેવાની કાળજી એ દુ:સાહસ છે. શરીરને મળતા નિર્દોષ પોષણથી વધુ લેવું ન પડે એટલો જ શ્રમ અધ્યયનમાં લેવો અને બાકીનો સમય અન્ય વિહિતયોગોમાં આપવો એ જ સાધુતા છે.

આપણે આપણા જીવનને બહુ જ વ્યવસ્થિત બનાવવું તો પડશે જ. કેમકે જગતે માનેલા સુખના માર્ગો તદ્દન

ખોટા છે અને આપણે મેળવેલા માર્ગો તદ્દન સાચા છે એ વાત આપણે સમજવાની છે. સમજ્યા પછી આખાય વિશ્વને સમજાવવાની છે. આ સમજણ માટે જરૂરી સ્વચ્છબુદ્ધિ અને આ સરળ સમજાવટ માટે જરૂરી આધ્યાત્મિક બળ બેયને લક્ષમાં રાખવાં પડશે.

આ હકીકત જો આપણા ખ્યાલમાં આવી જશે તો શરીર માટેની કાયરતા એકદમ ખસી જશે. નિસર્ગના નિયમો ઉપર જ એને છોડીને નીરોગી બનવા આપણે કઠોર સંકલ્પ કરી શકીશું. એક જ ધડાકે બધાય કૃત્રિમ ઉપાયોને ઠાર કરીશું. અને શરીર અંગેની ચિંતાઓની ગૂંગળામણથી મુક્ત થતાંની સાથે જ અંતરના ઊંડા ચિંતનમાં ગરકાવ થઇ જઈશું. અનેક સુંદર ચિંતનો, સુંદર જીવન જીવવાની ચર્યાઓ વગેરે મેળવીને જીવનને ઉન્નતિની ટોચે પહોંચાડીશું. એ ટોચ ઉપર રહીને મેળવેલા જ્ઞાનની જગતને લહાણી કરીશું. ધનની લહાણી કરવામાં આપણું ધન કદાચ જતું દેખાશે પણ જ્ઞાનની લહાણી કરવામાં તો તરત જ આપણું જ્ઞાન બેવડું થઈ જાય છે. એટલે નુકસાનીનું નામ નથી, નફાનો પાર નથી.

તો હવે, આજથી જ આપણે દૃઢ સંકલ્પ કરી લઇએ કે મારે મારા જીવનની સંયમબાધક સઘળી પ્રવૃત્તિઓને જડમૂળથી ઉખેડી નાંખવી. ભલે મને એમાં કષ્ટ પડશે. પણ મારા નાથની અવજ્ઞાનું ઘોર પાતક મારા શિરેથી ઊતરી જશે, એનો આનંદ એટલો બધો હશે કે એમાં આ કષ્ટ તો કષ્ટરૂપ નહિ પણ મહોત્સવરૂપ બની જશે.

સાધુજીવનની મારી અનધિકાર ચેષ્ટાથી કેટલાય ભાવુકો અધર્મ પામતા હશે. આજે મને તેનો ખ્યાલ નહિ આવે. પણ આવતી કાલે જ્યારે હું આ કુટેવોથી મુક્ત થઈશ, સવારના પહોરમાં વહોરવા જવાનું બંધ કરીશ, સાંજે પણ વહોરવા નહિ જાઉં, ભાવુકો દવાદિનો લાભ લેવા વિનંતી કરે ત્યારે હસીને તેમને 'કશી જરૂર નથી' એમ કહીશ ત્યારે તે ભવ્યાત્માઓ કેટલો ધર્મ પામી જશે? તે વખતે જ મને સમજાશે કે મેં આદરેલી અસત્પ્રવૃત્તિઓએ કેટલાને ધર્મવિમુખ રાખ્યા? ઓહ, જીવન પાણીમાં ગયું.

આમ જે ક્ષણે ભાવભર્યો પશ્ચાત્તાપ થશે એ ક્ષણે અસદ્ભાવોનું જોર ખતમ થશે. આપણી કર્તવ્યયાત્રા વધુ વેગવંતી બનશે. જીવન ધોરણ તદ્દન નૈસર્ગિક બનશે. સેંકડો પ્રતિજ્ઞાઓના ગુલાબી પુષ્પોથી મઘમઘતું આ જીવન આપણને તો આનંદવિભોર કરી જ મૂકશે પણ એના દર્શકોને, એના ભાગુકોને ય એ ડોલાવી દેશે. પછી નહિ બોલીએ તોય ચાલશે. આપણા સ્વર્ગીયસુખને જોઈને જ જગત એના તરફ આકર્ષાઈ જશે. આપણા સુખની ઈર્ષ્યા કરશે. અને....આ રીતે અગણિત જીવોમાં બીજાધાન થઈ જશે. થરેરાટ ધમધમતું ભવચક્ર ધીમું પડી જશે અને એક વાર તદ્દન અટકી જશે. એકલા આપણું જ નહિ! આપણા અનેકાનેક મિત્રોનું પણ!

---

[૫]

## આધ્યાત્મિક વિકાસમાં છ વિઘ્નો

આધ્યાત્મિક વિકાસ એટલે જીવ માત્ર પ્રતિ પ્રેમની વૃદ્ધિ. જેમ જેમ અંતરાત્મભાવ પ્રાપ્ત થતો જાય તેમ તેમ આત્મ સુખ દુઃખનું વ્યવસ્થિત ભાન થવા સાથે બીજાના પણ તેવા સુખ-દુઃખનો વિચાર આવ્યા કરે. વીતરાગદેવના શાસનની સમસ્ત પ્રક્રિયા અંતરાત્માના વિકાસ માટેની જ છે, એ વિકાસ થતાંની સાથે જ જીવ માત્ર પ્રતિ પ્રેમ જાગી જાય. અંતરાત્માનો વિકાસ સાધતાં હોય એવું કેટલાક જીવોમાં દેખાવા છતાં એમનામાં જીવ પ્રતિ પ્રેમ નથી દેખાતો તેનું કારણ કેટલાક પ્રતિબંધકો લાગે છે.

અનુષ્ઠાનાદિ કર્તવ્યો અંતરાત્મવિકાસ સાધવા દ્વારા જીવમાત્ર પ્રતિ પ્રેમભાવ જાગ્રત કરે છે. પણ જો કોઈ વિઘ્ન આવીને ઊભું રહે તો આ અનુષ્ઠાનાદિ કાર્યસાધક ન બની શકે. એવાં વિઘ્નો છ છે.

૧. આવેશ

આ ચેપ ક્યાંક લાગુ પડી ચૂક્યો છે. અહીં વધુમાં વધુ છે ભક્તો ઉપરની સત્તાનો અને શિષ્યો ઉપરની સત્તાનો મોહ. "મારો" થનાર શિષ્ય બીજાનો થઈ જાય તો આકાશપાતાળ એક કરવા મહેનત થાય. પારકાના શિષ્યને પોતાનો કરી લે ત્યાં કશુંય ખોટું તો ન લાગે કિન્તુ કસાઈને ત્યાંથી બકરી છોડાવ્યાનો દાવો કરે!!! જીવનને બરબાદ કરનાર આ મનોવૃત્તિ છે.

સાધકે પોતાના શરીર ઉપર પણ માલિકી રાખવાની નથી તો પછી બીજા કોના ઉપર તે રાખી શકે? જે વસ્તુ આવતીકાલે પોતાની થઈને રહેનાર નથી તેના ઉપર મમત્વ રાખવાનો કોઈ અર્થ હશે? પણ કોણ જાણે કેમ? આ બધું સમજવા છતાં આ મોહ ખસતો નથી. આવું લખનાર પણ આવા મોહથી મુક્ત રહી શક્યો નથી. એક બાજુ સમસ્ત સંસારને ત્યાગીને સાધુનો વિસ્મયકારક એવો કઠોર માર્ગ અપનાવ્યો છે અને બીજી બાજુ આ વિઘ્નોએ જીવનને સૂકું લૂખું ... અને છતાંય એ લુખાશ લાગતી નથી!

સાંભળી લઉં તો? આ નવી ખાવાની વસ્તુ છે. લાવ, જરા સ્વાદ કરું તો? વ્યાખ્યાનમાં કેવી મજા આવે? લાવ, જરા એનો ટેસ્ટ લઇ લઉં? 'એકસરે' શી રીતે લેવાય? આરીસામાં મોંઢું કેવું દેખાય? ઇત્યાદિ સેંકડો કુતૂહલોથી સાધક પોતાના જીવનને વિઘ્નમય બનાવી દે છે. એક એક કુતૂહલને સ્પર્શવા જતાં આત્મા અધઃપતનના માર્ગે ચાલ્યો જાય છે. જેમ જેમ ખાડો ખોદે તેમ ખાડો ખોદનાર પોતે જ ઊંડે જતો જાય છે. આપણને આ વિઘ્નની હજી પણ જાણકારી થઇ હશે કે કેમ એ પ્રશ્ન છે.

આપણે સાધુ છતાં સાત્વિક નથી બનતા. તપસ્વી છતાં ઓજસ્વી તેજસ્વી નથી જણાતા, તેનાં કારણો આપણને જાણવા નથી મળ્યાં. પણ આજે મને સમજાય છે કે આ કુતૂહલવૃત્તિજ તેમાં કારણભૂત છે. લોકરંજન કરવાના કુતૂહલ ખાતર સારું મજાનું એક કથાનક શોધવા દસ વીસ માસિકો વાંચીએ. એમાંથી સો એક વાર્તાઓ વાંચી કાઢીએ ત્યારે એક કે બે મનગમતી વાત મળે, બાકીની અઠ્ઠાણું નકામી જાય. ના, નકામી ન જાય પણ આત્મા ઉપર ભારે અનર્થ કરાવે. અનેક પ્રેમકથાઓ જીવનમાં સેંકડો કુતૂહલો અભુક્ત ભોગીના દિલમાં તોફાન જગાવી જાય. રાજનીતિની વાતો આવેશમાં લઈ જાય. ઈતિહાસ માહિતીઓ આપીને ચિત્તમાં ક્લેશ સર્જતો જાય.

ક્યાં ફાવ્યા?

લોકરંજન કરવાના એક કુતૂહલ માટે એક વાર્તા મેળવી પણ હજારો બેદિલ લાગણીઓથી આત્મા ઊભરાઈ ગયો!

છેલ્લું વિઘ્ન છે અવિશ્વાસભરી મનોદશા. કોઈ વ્યક્તિ ઉપર આપણને વિશ્વાસ ન બેસે. આખુંય વિશ્વ સ્વાર્થી, બદમાશ, ખૂની લાગ્યા વિના નથી રહેતું. અરે ! જાત ઉપર પણ વિશ્વાસ નહીં ! જાત પણ દગો દે ! આજની વિચારસરણી આવતી કાલે ન હોય. આજનો સિદ્ધાંત આવતી કાલે ફોક જતો હોય. આજનો ન્યાય કાલે વિદાય લેતો હોય, ધર્મગુરુઓ ઉપર પણ અવિશ્વાસ. 'આપણા કલ્યાણને એ ખરેખર ચાહતા હશે ?' એ સંદેહ સદૈવ જાગ્રત હોય. ધર્મની વાતોમાંય અવિશ્વાસ ! 'નિગોદ વગેરે બધું જેવું કહ્યું છે તેમ જ હશે ?' ધર્મીમાં પણ અવિશ્વાસ ? 'પેલાની જેમ આ પણ કેસરી ચાંલ્લાવાળા કાળા કાજળના હૈયાવાળા નહીં હોય ?' જેને ક્યાંય વિશ્વાસ નથી જામતો એના મનમાં સાધના શે જામશે ? સાધના તો વિશ્વાસના પાયા ઉપર જ ખડી થાય છે. ભાડૂતી આકર્ષક વાતોની યુક્તિ સાંભળીને જ જેના દિલમાં શાસ્ત્રીય વાતોમાં અવિશ્વાસ ઉત્પન્ન થયા કરે, દ્રવ્ય ક્ષેત્રાદિનાં પીછાં ફેરવીને વાતનું વતેસર કરે એ સાધક શી રીતે આગળ વધવાનો ? સાધના કોઈ મનમાની વસ્તુ નથી હોં.

આ છ વિઘ્નો ઉપર દરેક સાધકે બહુ જ ગંભીરપણે વિચાર કરવો જરૂરી છે. ઘણું કરીને ઘણાખરાં સાધકો આ વિઘ્નોના ઝપાટામાં ફસાઈ ચૂક્યાં છે. ઉપરોક્ત એકેય વિઘ્ન એમની નજરે ચડ્યું નથી હોતું એટલે પછી સાધના કરવા છતાં ફળ કેમ નથી જણાતું એવો એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એના સમાધાન માટે દરેક વિચક્ષણ વ્યક્તિ પ્રેરાય છે. કોઈ કહે છે

ઈશ્વરને કર્તા માનતા નથી માટે ફળ નથી તો કોઈ વળી કહે છે કે વિધિ જળવાતી નથી માટે ફળ નથી. હું કહીશ કે સાધના નં ફળવામાં બીજાં કારણો પણ કદાચ હોઈ શકે; એનો ઈન્કાર ન કરાય. પરંતુ ઉપરોક્ત છ વિઘ્નો આડાં પડયાં છે માટે ફળ નથી એમ તો જરૂર કહી શકાય.

મારા જીવનમાં જ્યારે ક્યારે પણ હું ખૂબ જ નિરાશ થઇ જાઉં છું ત્યારે વિચારોના ઊંડાણમાં એક મોટી ડૂબકી મારું છું અને એવે વખતે જ મારા જીવનની નિષ્ક્રિયતા, નિષ્ફળતા અને લુખાશ વગેરે દેખાય છે. કામક્રોધની લાગણીના આવેશો કેટલી વાર નહિ તાડૂકયા હોય! અને એકેકા એ આવેશે મારી સાધનાને કેવી હચમચાવી નાંખી છે એ તો મારો આત્મા જ જાણી શકે ને ?

પ્રમાદે જીવનને કાંઇક સત્ત્વહીન બનાવ્યું છે, એ વાત અનુભવે જોરશોરથી હું કહી શકું છું. તૃષ્ણાએ શરીર અને મનને કાંઇક રસકસ વિનાનું કર્યું છે, એ કહેવા જવું પડે એમ નથી. શરીર અને મન જ તેનાં સાક્ષી છે. શિષ્યો ઉપરની સત્તાના મોહે મને કેવી થપાટો મારી છે તે મારા સાથીઓની જાણ બહાર નથી. કુતૂહલવૃત્તિએ સર્જેલી ખાના-ખરાબી કોને કોને કહું ? અવિશ્વાસુ મનોદશાએ તો મારા મગજને ચીડિયું બનાવી દઈને સાધનાની ઈમારતની પાયાની એક જ ઈંટ ખેંચી કાઢીને આખી ઈમારતને ધારાશાયી બનાવી દીધી છે. બીજાં કારણો શોધવા જઇએ તે કરતાં, અથવા તો નવાં તત્ત્વો ઉમેરવાની વાત કરીએ તે કરતાં આ બદીઓ ટાળવાની

વાત વિચારીશું અને અમલમાં મૂકીશું તો આપણી સાધનાને જરૂર વેગ મળશે એમ મને તો લાગે છે.

આપણને કદી કોઈ ઉપર આવેશ આવતો હોય, આપણે ખૂબ ઉદ્યમી હોઈએ, જે તે રસોને પોષવાની ઈચ્છાઓ શમી ગઈ હોય, શિષ્યો કે ભક્તોને આપણા નાના ભાઈ જેવા જ ગણીએ, કદી કોઇ વાતનું કુતૂહલ ન થવા દઈએ અને સર્વત્ર વિશ્વાસ મૂકીને આપણું નાવ હંકારીએ તો આપણું જીવન કેટલું ઉત્સાહી અને ઉત્કૃષ્ટ કક્ષાનું હોય ! ચૈતન્ય તો કેટલું ઝળકી ઊઠે ! વાતાવરણ, કેટલું બધું પ્રસન્ન થઈ જાય ? પછી શું સાધનામાં વેગ ન આવે ? અંતરમાં આનંદની છોળો ન ઊછળે ? પ્રભુના શાસન માટે કાંઈક કરી છૂટવાની આપણી તીવ્ર તમન્નાઓ વિશુદ્ધ બનેલા મનમાં સ્થિર આકાર ન પામે ? ખરેખર જો જીવન દિવ્ય બનાવવું હોય, મુનિ-જીવન ખરેખર જીવી જાણવું હોય તો આપણી સાધનાના માર્ગને આડે ઊભેલા આ છ ટેકરાઓને આપણે વહેલી તકે સાફ કરી નાંખીએ. તે પછી જ બીજી વાત. પરહિત પ્રવૃત્તિ પણ પછી અને સ્વહિતની ઉચ્ચ સાધનાઓ પણ પછી જ.

[૬]

## વ્યવહારશુદ્ધિ અને નિશ્ચયશુદ્ધિનાં સાધનો

વર્તમાન જગતમાં આજ્ઞાશુદ્ધ જીવન જીવનારા અનેક મુનિભગવંતો છે. પણ આપણા જીવન તરફ નજર નાંખીએ તો દેવાધિદેવની ખુલ્લે ખુલ્લી અવજ્ઞાથી એ ખરડાઈ ગયેલું દેખાય છે. નિષ્કારણ અપવાદ માર્ગનું અનર્થકારી આચરણ વ્યાપક બની ગયું છે. એના મૂળમાં આપણી સુખશીલતા છે. એક કલાક પણ ભૂખ વેઠવા આપણે તૈયાર નથી. વગર ભૂખે પણ જીભના આસ્વાદ ખાતર નવકારશીના પાપ પોષાઈ જાય છે.

સાધુજીવન એશઆરામ માટે નથી, કષ્ટોને આવકારવા માટે છે. સંસારી સ્વજનો કષ્ટમય જીવનને જોઈ શકતા નથી. આપણે તો કષ્ટમય જીવન જીવીને જ કર્મોની સામે બહો બળવો કરવો હતો. માટે તો એ સ્વજનોથી દૂર થયા. હવે એ બળવો આકાર લે કે શમી જાય? પુણ્યના ભોગરૂપ સાધુજીવન, વેશમાં જ અટવાઈ જાય છે. પાપકર્મોના વિનાશરૂપ સાધુજીવન વેશમાં થઈને ઠેઠ આત્મામાં પ્રસરી

જાય છે. કષ્ટમય જીવનની પળો એ જ વસ્તુતઃ સાધુજીવનની ધન્યતમ પળો છે. કષ્ટ પણ કોઠે ચડી જાય અને તે, કષ્ટરૂપ ન લાગે તો વધુ કષ્ટના સ્થાને જવું જ જોઈએ.

મુનિએ સંસારના મોહક રંગરાગથી અંતરને બચાવવું હશે તો કષ્ટમય જીવનના સાધનાપંથે પ્રયાણ કરવું જ પડશે. વિધિસેવા માટે હરપળ ખડે પગે તૈયાર રહેવું પડશે. આ વાત જેને ભારે પડશે અને જે સુખશીલ બનશે તે મોહના જાલિમપંજામાં ભીંસાઈ જશે. વિષયોરૂપ અજગરોના પાશમાં ભરડાઈ જશે. કષાયોની આગોમાં હોમાઈ જશે. અહંકારના પહાડો નીચે કચડાઈ જશે. રૌરવ નારકો–નિગોદ અને નીચમાં નીચ સ્થાનોમાં જઈ ને અનંતકાળ સુધી ગોંધાઈ રહેવું ફરજિયાત બની જશે.

આ રીતે પાપકર્મોને ભોગવવા કરતાં, સ્વેચ્છાએ–સમજ-પૂર્વક આજ્ઞાયોગના ખાતે ખતવીને જ શા માટે અશુભકર્મોને ખંખેરી ન નાંખવા? શા માટે સુખશીલતા તરફ કરડી નજર ન કરવી? આળસ મરડવાની જરૂર છે. આંખો ચોળીને દૂર સુદૂરનાં અનિષ્ટો તરફ નજર નાંખવાની તક આવી લાગી છે. ઉપેક્ષા કરી તો ધમધમાટ ચાલતાં સંસારચક્રમાં પિસાઇને ચૂરો થઇ જવાનું છે. પછી ભલેને મોટો રૂસ્તમ કાં ન હોય?

જાય છે. કષ્ટમય જીવનની પળો એ જ વસ્તુતઃ સાધુજીવનની ધન્યતમ પળો છે. કષ્ટ પણ કોઠે ચડી જાય અને તે, કષ્ટરૂપ ન લાગે તો વધુ કષ્ટના સ્થાને જવું જ જોઇએ.

મુનિએ સંસારના મોહક રંગરાગથી અંતરને બચાવવું હશે તો કષ્ટમય જીવનના સાધનાપંથે પ્રયાણ કરવું જ પડશે. વિધિસેવા માટે હરપળ ખડે પગે તૈયાર રહેવું પડશે. આ વાત જેને ભારે પડશે અને જે સુખશીલ બનશે તે મોહના જાલિમપંજામાં ભીંસાઈ જશે. વિષયોરૂપ અજગરોના પાશમાં ભરડાઈ જશે. કષાયોની આગોમાં હોમાઈ જશે. અહંકારના પહાડો નીચે કચડાઈ જશે. રૈરવ નારકો–નિગોદ અને નીચમાં નીચ સ્થાનોમાં જઈ ને અનંતકાળ સુધી ગોંધાઇ રહેવું ફરજિયાત બની જશે.

આ રીતે પાપકર્મોને ભોગવવા કરતાં, સ્વેચ્છાએ–સમજપૂર્વક આજ્ઞાયોગના ખાતે ખતવીને જ શા માટે અશુભકર્મોને ખંખેરી ન નાંખવા ? શા માટે સુખશીલતા તરફ કરડી નજર ન કરવી ? આળસ મરડવાની જરૂર છે. આંખો ચોળીને દૂર સુદૂરનાં અનિષ્ટો તરફ નજર નાંખવાની તક આવી લાગી છે. ઉપેક્ષા કરી તો ધમધમાટ ચાલતાં સંસારચક્રમાં પિસાઇને ચૂરો થઇ જવાનું છે. પછી ભલેને મોટો રૂસ્તમ કાં ન હોય ?

અપેક્ષાએ વિચાર કરતાં એમ લાગે છે કે વ્યવહારની શુદ્ધિ ગુરુપારતંત્ર્યથી વિશેષ થાય. જ્યારે નિશ્ચયની શુદ્ધિ વીતરાગ ભગવંતની સાક્ષાત્ શરણાગતિથી જ વિશેષ થાય. વ્યવહારનું જીવન એટલે બાહ્યજીવનની પ્રધાનતાવાળું જીવન.

ગુરુ છદ્મસ્થ છે. અભ્યંતર જીવનની શુદ્ધિ કરાવી દેવા સુધીનું સીધું સામર્થ્ય તેમનામાં જેટલું છે તે કરતાં વીતરાગ ગુરુમાં અતિશય પ્રબળરૂપે છે. વળી ગુરુ આપણા વ્યવહારની અશુદ્ધિને ટાળી આપે તે છતાં કેટલીકવાર અંતરમાં અશુદ્ધિઓ પૂર્વસંસ્કારોના ઉદ્‌બોધ થતાં વધી જાય છે.

આ અશુદ્ધિ સ્વમુખે ગુરુને ન જણાવવામાં આવે તો એનું વારણ દુઃશકય થઈ જાય છે. અશુદ્ધિ ઘર કરી ગયા પછી તો એની જમાત કૂદકે ને ભૂસકે વધતી જ રહે છે. છેવટે તો જાતે જ જાતનો ગુરુ ન બને તો તે અશુદ્ધિને ડામી શકાય નહિ. પણ જાતે, જાતના ગુરુ બનાય શી રીતે ? ગુરુને માથે સ્વીકાર્યા વિના જાતના ગુરુ બનવાનું તદ્દન અસંભવિત છે. જાતે જ જાતના ગુરુ બનવું એટલે આત્મસાક્ષિક સદ્ધર્મની સાધના કરવી. એને માટે વીતરાગ ગુરુદેવની શરણાગતિ સ્વીકાર્યે જ છૂટકો છે. જેમ જેમ દેવાધિદેવના ચરણમાં સમર્પણ ભાવને ચૈતન્યતત્ત્વ વિકસાવે છે તેમ તેમ સહજ રીતે જ અંતરના વિકારો મંદ પડતા જાય છે; ઉપશમી પણ જાય છે.

દેવાધિદેવ એ સર્વાંશે શુદ્ધ તત્ત્વ છે. ગુરુદેવ એ અંશતઃ પણ અશુદ્ધતત્ત્વ છે એટલે એમના બળમાં ફરક તો પડી જ જવાનો. ગુરુદેવના સમર્પણભાવને મંદ બનાવવાનો અહીં આશય નથી. કિન્તુ અંતરની શુદ્ધિને પ્રાપ્ત કરવાનો વધુ સચોટ ઉપાયને વિચારવાની દૃષ્ટિએ જ આ ચિંતન છે.

અલબત્ત, જે સાધક ગુરુદેવને જ દેવાધિદેવ માની લે

છે અને તે બુદ્ધિથી તેમને સમર્પિત થઈ જાય છે એને તો બીજું કશુંય શોધવા જવાની જરૂર જ નથી. એના વ્યવહારની શુદ્ધિ સાથે અંતરની શુદ્ધિ પણ એ જ પરમગુરુ કરી આપે છે. દેવાધિદેવ સાથેની અતૂટ પ્રીત પણ આ ગુરુદેવ કરી આપીને જ કૃતાર્થ થાય છે. પણ જે પોતાના દિલનાં બધાય દ્વાર ગુરુદેવની સમક્ષ ખુલ્લાં કરી શકતો નથી અને તેથી જેના અંતરની અશુદ્ધિ પુષ્ટ થાય છે તેણે દેવાધિદેવના સીધા શરણે પણ જવું પડશે.

એ નાથનાં ભજનિયાં એ ભજતો રહે. એનાં કીર્તન કરતો રહે, એનાં જ ગાન ગૂંજતો રહે, તુંહી....તુંહી....માં એ તદાકાર થઈ જતો રહે તો એક એવી ધન્ય ક્ષણ આવી લાગે છે જેમાં ઊછળી ઊછળીને તોફાન કરતી ચિત્તની વિકૃતિઓ મંદ પડી જાય છે. આંખ સામે વિષય આવીને ઊભો રહે તોય એનું દિલ ત્યાં જતું નથી; આંખો ચોંટતી નથી. અથવા તો એ વિષયમાં પણ એને નિર્વિકાર સ્વરૂપનાં જ દર્શન થાય છે.

એક સંતે પોતાની સાધનાના લક્ષ તરીકે જે સ્વરૂપ રાખ્યું હતું તેને તેઓ 'મા' કહેતા. 'મા' 'મા'ના રટણમાં, એના જ ચિંતનમાં, મનનમાં અને નિદિધ્યાસનમાં એમને સઘળુંય વિશ્વ 'મા' રૂપ દેખાતું હતું. સહુને 'મા' તરીકે જોતી આંખોમાં વિકારની છાંટ પણ ક્યાંથી હોય? દિલમાં વિકારની ચિનગારીય કયા ખૂણે જોવા મળે?

એક વાર એ મથુરા ગએલા: ત્યાંના કેટલાક ઈર્ષ્યાળુ

લોકોએ એમને સપડાવવા અને વગોવવા છાટકું ગોઠવ્યું. એક રાતે ઉપાડીને વેશ્યાઓના મંદિરમાં લઈ ગયા. બાળ-વેશ્યાઓની વચ્ચે તેમને બેસાડી દીધા ! વેશ્યાઓએ પોતાનું કામ સાધવામાં કશુંય બાકી ન રાખ્યું. પણ આ તો સંત હતા. અંતરમાંય વિકારનું નામ ન હતું. એ જ શુદ્ધિની તપશ્ચર્યા જીવનભર કરીને શૂરા સુભટની જેમ કોઈ પણ પળે વિજય મેળવવા તૈયાર જ હતા. વેશ્યાઓની સામે આંખ પડી પણ એમને તો એ બધી 'મા' જ દેખાતી હતી. 'મા આનંદમયી ! મા આનંદમયી !' નો નાદ ચાલુ કરી દીધો. શી તાકાત છે કામની કે એમની આંખની પાંપણ-માંય પેસી શકે ?

આ પ્રસંગચિત્રને સૂક્ષ્મદૃષ્ટિથી જોઈએ તો જ એક આત્માની નિર્વિકાર દશાનો હૂબહૂ ખ્યાલ આવે. એમણે માનેલા વીતરાગસ્વરૂપની સાધનાએ એમને આ સિદ્ધિ આપી. આપણે આવા બ્રહ્મચર્યના ઉપાસક બનવું હોય તો દેવાધિદેવની સાથે અતૂટપ્રીત બાંધવી જોઇએ. એ પ્રીતમાંથી માત્ર બ્રહ્મચર્યની સિદ્ધિ નહિ જન્મી હોય કિન્તુ એવી અગ-ણિત સિદ્ધિઓ જીવનમાં વરી ચૂક્યા હોઇશું.

પ્રભુની શરણાગતિનો ભાવ જેમ વધુ ભાવશું તેમ અંતરની શુદ્ધિ વધશે અને એમ થતાં દિલના બધાંય દ્વાર અનન્ય ઉપકારી ગુરુદેવની સામે ખુલ્લાં મૂકી દેવાનું બળ પણ પ્રાપ્ત થશે. હા, એ તો ચોક્કસ બીના છે કે એક પણ દ્વાર જ્યાં સુધી બંધ રહેશે ત્યાં સુધી દેવાધિદેવ પણ પોતાનાં

દર્શન કદાપિ નહિ આપે. દેવાધિદેવની કૃપા પણ ગુરુદેવની પ્રસન્નતાને પૂર્ણરૂપે પ્રાપ્ત કરેલા સાધક ઉપર જ ઊતરે. ગુરુદેવને અવગણતો દેવાધિદેવનો પ્રેમી વસ્તુતઃ ઠગ છે.

વર્તમાન વિશ્વના વિકારોના વાયરામાં આપણે સ્થિર ઊભા રહેવું હોય, આગળ કદમ બઢાવવો હોય તો વ્યવહાર અને નિશ્ચય બેયની શુદ્ધિ તરફ લક્ષ કેન્દ્રિત કરવું પડશે. કેવળ દેવાધિદેવને ભજનારા, ગુરુની અવગણના કરનારા દેવાધિદેવની આજ્ઞાના ભંજક છે. તત્ત્વત: એ ભજનિયાં નથી, પણ અરણ્યરુદન છે; એને કોઈ સાંભળવાનું નથી.

ગુરુદેવને જ આંખ સામે રાખીને જીવીએ તો ? હા, તેમાં લાભ તો ખરો જ. પરંતુ તેમાં દેવાધિદેવની ઉપેક્ષા ન હોય. જો તેવું થાય તો તત્ત્વતઃ તેણે ગુરુદેવને પણ આંખ સામે રાખ્યા ન કહેવાય. ગુરુદેવને જ જોનાર, ગુરુદેવમાં દેવાધિદેવનું અવશ્ય દર્શન કરે. એટલે એમને પણ એટલા જ દિલથી ચાહે.

સંસાર સાગરને તરવા માટે બેયની જરૂર છે. દેવાધિદેવ સર્વ જીવ સાથેના હિતસંબંધના ભાવ કેળવવા તરફ આંગળી ચીંધી રહ્યા છે. ગુરુદેવ એ ભાવને સાકાર બનાવતી દેવાધિદેવે પ્રરૂપેલી સાધના બતાવી રહ્યા છે. એકલો ભાવ ન ચાલે. ભાવ વિનાની સાધના પણ ન ચાલે. માટે જ બેયનું આપણી દૃષ્ટિએ તુલ્યબળ છે. ભિન્ન ભિન્ન અપેક્ષાએ બેયનું તે તે સાધનામાં પ્રાધાન્ય. સાપેક્ષ દૃષ્ટિએ જ આ વિચારણા કરવાની છે.

દેવાધિદેવ તરફની શુષ્ક ભકિતને દૂર કરવા માટે જ આ ચિંતન છે. દેવાધિદેવ સિદ્ધાવસ્થામાં જઇ બેઠા એટલે સિદ્ધ થઈ ગયા. બરાબર, પણ એ તો એમની પોતાની સાધનાની અપેક્ષાએ સિદ્ધ થયા. આપણા માટેય સિદ્ધ થયા? એટલે હવે કાંઈ જ નહિ કરવાના? ના, આપણા માટે તો તેમની સાધના હવે જ શરૂ થઈ; સાદિ અનંત ભાંગે. એવું વિશુદ્ધ સ્વરૂપ પોતે સ્થિર કરી દીધું કે હવે જે કોઇ તેમની સાથે સંબંધ બાંધે તેનો તે બેડો પાર કરી નાંખે.

'બેડો પાર કરી નાંખે' એટલે? ખરેખર, તેઓ તેવું કાંઈક કરે? તેમને તેવું કરવાની ઇચ્છા થાય? સર્વકર્મના ક્ષય પછી ઇચ્છા તે હોય? ઇચ્છાય શા માટે કરે? જે સિદ્ધિ મેળવી છે તે જ એવી છે કે હવે તેમને ઇચ્છા કરવાની જ ન હોય. પોતાના સ્વરૂપનો સ્વભાવ જ એવો થઈ ગયો હોય કે તે સંબંધ બાંધતા જીવોને તારી જ દે. સૂર્યનો સ્વભાવ જ એવો થઇ ગયો કે તે ઠંડી ઉડાડીને ઉષ્મા આપે જ. એને ઉષ્મા આપવાની ઇચ્છા થોડી જ થાય છે? અગ્નિનો સ્વભાવ જ એવો થઈ ગયો કે એને અડે તેને દઝાડી જ દે. એને થોડો કોઈ ઉપર વિદ્વેષ છે?

દેવાધિદેવના સદેહે અસ્તિત્વમાત્રથી સવાસો યોજનમાં મારી-મરકી ન થાય. પણ એ તો જિનનામકર્મનો પ્રભાવ ને! અરે! જડકર્મનો આટલો પ્રભાવ? તો જડકર્મના સર્જક ચૈતન્યના ભાવનો કેટલો પ્રભાવ? પણ એ મૈત્ર્યાદિભાવ સિદ્ધાવસ્થામાં ક્યાં છે? કેમ નથી? ક્ષાયોપશમિક ભાવના મૈત્ર્યાદિ

નથી. પણ ક્ષાયિકભાવના તો છે જ ને? ક્ષયોપશમભાવ એ ક્ષાયિક ભાવનું પરિણામી કારણ છે. ઘટનું પરિણામી કારણ માટી છે, તેમ પરિણામી કારણમાંથી કાર્ય થતાં તે પરિણામી કારણતા નષ્ટ થાય પણ દ્રવ્ય નષ્ટ ન થાય. તે જ દ્રવ્ય રૂપાંતરે કાર્યરૂપ બની જાય.

ક્ષયોપશમભાવને (ઉપદેશરહસ્યમાં) ક્ષાયિક ભાવનું પરિણામી કારણ કહ્યું છે (દ્રવ્યાજ્ઞાનો નિષેધ કરીને) તો સિદ્ધાવસ્થામાં તે ક્ષયોપશમભાવ જ ક્ષાયિકભાવરૂપે રૂપાન્તરિત થયો કે નહિ? ભાવ પોતે જ પ્રકર્ષને પ્રાપ્ત થાય એટલે સ્વભાવરૂપ બની જાય. કર્મદ્વારા ભાવનું જે બળ તે વિલક્ષણ હોય. અને કર્મનિરપેક્ષ સ્વભાવનું જે બળ તે વળી તદ્દન વિલક્ષણ હોય.

ભાવને શુભકર્મની સહાય લેવી પડે અને તેથી તજ્જન્યકાર્ય પણ સ્થૂલ હોય. સ્વભાવ કર્મનિરપેક્ષ હોય એટલે તજ્જન્યકાર્ય અતિસૂક્ષ્મ હોય. અર્થાત્ અહીં કાર્ય કરવું ન પડે પણ એ બળથી કાર્ય આપોઆપ થઈ જાય. એટલે કે સ્વાભાવિક ગુણોથી ઉપકાર કરવાનો ન હોય અને તેમ છતાંય ઉપકાર કરવાથી જે ફળ આપી શકાય તે ફળ તો આવી જ જાય. અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા આપવાનો છે માટે બીજાના શૈત્યાપહારનો ઉપકાર તે ન કરે પણ તેની પાસે જે આવે તેને શૈત્યાપહારનું ફળ મળી જ જાય અને તેથી જ અગ્નિ ઉપકારી કહેવાય.

પણ એને ઉપકાર કરવાની વૃત્તિ ન હોય તોય શી રીતે ઉપકારી કહેવાય?

વ્યવહાર તેવો છે માટે. પડોશમાં ધણી–ધણીઆણીને લડતાં જોયાં અને એના કડવાં ફળ જોયાં. પડોશીને થયું મારે આ કલેશને કદી ઘરમાં પેસવા ન દેવો. 'સહી લેવું' પણ જરાય ઊંચા અવાજે બોલવું નહિ. વર્ષો ગયાં. સુખી દામ્પત્યજીવનને જોઈને પેલાં કજિયાળાં ધણીધણીઆણી પૂછે છે તમે શી રીતે સુખી છો ? પેલો કહે છે ભાઈ, એ તમારો જ ઉપકાર !....

આવાં તો ઢગલાબંધ દૃષ્ટાન્તો આપી શકાય. આપણે વ્યવહારમાં છીએ ત્યાં સુધી આપણે આ જ રીતે માનવું જોઈએ. અગ્નિને ઠંડી દૂર કરનાર માનીએ, સૂર્યને પ્રકાશ આપનાર માનીએ અને પ્રભુની સન્મુખ થયેલાને ઊંચે લઈ જનાર તરીકે દેવાધિદેવને ન માનીએ તે વ્યવહારમાં રહેલાંને માટે કદાપિ ચાલી શકે તેમ નથી.

હા, નિશ્ચયની ભૂમિકાએ ચડી ગયા પછી મન્તવ્યમાં ફેર પડે તો વાંધો ન લેવાય. પણ નિશ્ચયે ગયેલો આવા વિચારને અવકાશ જ ન આપે એનો ખ્યાલ કર્યો ? વ્યવહારમાં નિશ્ચયની દૃષ્ટિએ વાત થઈ શકે નહિ. પદાર્થનિરૂપણ કરવાની દૃષ્ટિએ ભલે વિચાર કરીએ અને તે વખતે ષટ્કારકની સંગતિ પણ ભલે કરીએ પણ વ્યવહારથી જ જીવન જીવતાં જગતમાં તે વાતો જરા પણ ચલાવી ન લેવાય. નિશ્ચયદૃષ્ટિથી પરમાત્માનો ઉપકાર, ગુરુનો ઉપકાર શી રીતે ઘટશે ? ત્યાં ષટ્કારકની સંગતિ કરશે તો શાસનનો જ વિચ્છેદ થઈ જશે ને ? માટે જ ઉપચરિત નયથી જેમ ગુરુનો પ્રસાદ વગેરે મનાય છે તે જ

રીતે તે જ નયથી દેવાધિદેવનો પ્રસાદ વગેરે માનવા જ જોઈએ.

હવે મૂળ વાત ઉપર આવીએ. દેવાધિદેવે આપણી ઉપર અનંત ઉપકાર કરવાની સાધના સિદ્ધ થઈને જ વસ્તુતઃ શરૂ કરી. હવે જ આપણા માટે તેઓ વ્યાપક અર્થમાં સાધક બન્યા. હવે આપણું સર્વસ્વ એમને ન્યોચ્છાવર કરી દઈએ. બીજે ફાંફાં મારવા કરતાં એ તારક તીર્થાધિપતિને, સાધકશિરોમણિને જ સમર્પિત થઇ જઈએ. એક જ જીવનમાં અસંખ્ય જીવનોનાં કલ્યાણ અને અસંખ્ય જીવોનાંય કલ્યાણ સાધી શકીએ.

પણ પેલી ગુરુપારતંત્ર્યની વાતને જરાય આંચ ન આવવી જોઈએ હોં! કેમકે એના વિના આ દિલ્લગી સાધી શકાય તેમ નથી. અકલ નિષ્કલ સ્વરૂપનો ઉપકાર પામવાના માર્ગો રહસ્યભર્યા છે. ગુરુથી જ તે કળી શકાય તેવા છે. અવધૂત આનંદઘનજી પણ એ જ વાત કહે છે ને?

વિજેતા નથી ? પ્રતિપક્ષી વિચારથી પ્રતિપક્ષી ગુણ અને ગુણવાન બેય લઈ શકાય.

હવે જો કામરાગ વધુ પજવતો હોય, એટલું જ નહિ પરંતુ એનાં વિકૃતરૂપો જીવનમાં પ્રવેશી પણ ચૂક્યાં હોય તો કામરાગના પ્રતિપક્ષી વીતરાગને પૂર બહારમાં ભજવાની આરાધના કરવી જ રહી. યદ્યપિ વીતરાગની સાચી આરાધના વીતરાગદેવનાં ગીતો ગાવા કરતાં કે માત્ર એને નમસ્કારો કરવા કરતાં તેની આજ્ઞાના પાલનમાં જ સમાએલી છે. તથાપિ એ વિશુદ્ધ આજ્ઞાપાલનને માટે આવશ્યક બળનો જન્મ તો એના જીવનનું કવન કરવાથી અને ઝૂકી ઝૂકીને નમન કરવાથી જ ઉત્પન્ન થશે.

જેટલું સ્વચ્છ એમનું જીવનદર્શન, જેટલું સ્પષ્ટ એમનું સ્વરૂપદર્શન, અને જેટલું જીવંત એમનું પ્રતિમાદર્શન એટલું જ્વલંત એમના પ્રત્યેનું બહુમાન, એમના પ્રત્યેની ભક્તિ, એમના પ્રત્યેનું ગાંડપણ. પુનઃ પુનઃ વિલોકવું જોઈએ પરમાત્મા મહાવીરદેવનું જીવન; એમની ઘોર સાધનાનો યજ્ઞ. પુનઃ પુનઃ વિચારવી જોઈએ એમના સ્વરૂપમાં પ્રગટ થયેલી અનંત વીતરાગતા, અપાર કરુણા, અસીમ સુખમયતા. જ્યારે ને ત્યારે નિહાળવી જોઈએ–જોયા જ કરવી જોઈએ–એમની મનમોહિની પ્રતિમા, એમાં નીતરતો પ્રશમરસ, ટપકતો પરમમાધ્યસ્થ્યભાવ અને વિરાટની મસ્તી.

મીરા મોહનમાં ગાંડી બની હતી. મોહનની એને મોહિની લાગી હતી. એથી આખું વિશ્વ એ વીસરી હતી.

એના અંતરમાં રમતો હતો એક જ રામ. એ રમતી હતી એક જ રામમાં. એ જ એનો પ્રિયતમ હતો, એનું સર્વસ્વ હતો. એનું પરિણામ એ આવ્યું કે એણે કવિતા ગાઈ તો એ પ્રિયતમની. એણે સોણલાં આવ્યાં એ પ્રિયતમનાં જ. એણે કલ્પનાસૃષ્ટિમાં પધરાવ્યા એક જ પ્રિયતમને! સખીઓ સાથેની વાર્તાઓનો નાયક, સદૈવ એ પ્રિયતમ જ બની રહ્યો. રટણ પ્રિયતમનું જ રહ્યું. ભજન પ્રિયતમનું જ ગાયું. કીર્તન એનું જ કર્યું. રે! પ્રિયા સ્વયં પ્રિયતમસ્વરૂપ બની ગઈ. વિશ્વનું સચરાચર તમામ તત્ત્વ પ્રિયતમના સ્વરૂપે જ દૃષ્ટિગોચર થવા લાગ્યું. ન રહ્યો ક્યાંય રાગ, ન રહ્યો કોઈ કામ, ન રહી કોઈ કાલિમા.

આ તો દૃષ્ટાન્ત માત્ર છે. મીરાને ક્યાંય ટપી જાય એવા આપણા આનંદઘનજી હતા, ચિદાનંદજી હતા કે યશોવિજયજી હતા. વાતનું તાત્પર્ય એટલું જ છે કે જીવનમાં જે કામરાગ આપણને ખાનપાનના રસ, વિભૂષા કે વિજાતીય સાથેના દૃષ્ટિમિલન આદિનાં વિકૃતસ્વરૂપોમાં પરેશાન કરી રહ્યો છે એને જડમૂળથી ઊખેડી નાંખવા માટે કે તદ્દન ચૂપ કરી દેવા માટે કામવિજેતા ભગવાન વીતરાગનું જ શરણું લેવું પડશે. એમના જીવનને, સ્વરૂપને અને એમની પ્રતિમાને નિહાળી, વિચારીને અગમ અગોચર પ્રતિભાનું દર્શન કરવું પડશે.

અશક્ય નથી હો! ગંભીર બનો. ઉછાંછળાપણાનો ત્યાગ કરો. શાન્ત અને ઠરેલ બનો. અને પછી જીવન વાંચો-

દૃઢ સંકલ્પ કરો, એક ઝાટકા સાથે જીવનની ગતિ બદલી નાંખવાનો; અવળી મતિ સુધારી નાંખવાનો; તુચ્છ કામરસને નામશેષ કરી દેવાનો.

પછી જાઓ વીતરાગને શરણે. લાવો વીતરાગને તમારા મનના મંદિરિયે ! વાણીથી વારંવાર જપો અરિહંતને ! જરા પણ સમય મળે કે રટો અંતરમાં પરમેશ્વરને ! કોઈ ભાવુક આત્મા મળે તો કથો એકાદ કથની કામવિજેતા પરમાત્માની ! મહિમા એનો ગાઓ, ઉપકાર એનોજ ચિંતવતા જાઓ, કિર્તન એનાં જ કરવામાં ગૌરવ અનુભવતા જાઓ. ગાંડા બનો, ઘેલાં બનો, પાગલ બનો, પ્રિયતમ પરમાત્માની પાછળ.

પછી વિસરાઈ જશે વિશ્વ, દફનાઈ જશે વિકારો, મરી પરવારશે કામરાગ

મુનિ જીવનમાં જો કામરાગ પજવ્યા કરશે તો એ મુનિજીવન હત્યારાનું જીવન બનશે. અગણિત ભાવુકોના ભાવની એ કતલ કરશે; અનેકના જીવંત ધર્મોનો ખાત્મો બોલાવી દેનાર એ ભયંકર આણુવિક શસ્ત્ર બનશે.

મુનિનું એક પણ અનુચિત ચિંતન એ એક જ વ્યક્તિના અહિતમાં પરિણમતું નથી. પરંતુ અસંખ્યના જીવનોમાં કરુણ કલ્પાંત ઊભાં કરવાની પ્રચંડ તાકાત છે. રાગભરી એક જ દૃષ્ટિ મુનિ ફેંકે ત્યાં એવું પાપકર્મ ઉત્પન્ન થાય જેના ઉદયોમાં અનેકોના જીવનોમાં ઉલ્કાપાત મચી જાય.

જલદી ન સમજાય તેવી છતાં તદ્દન સાચી વાત છે. જેને સમજાશે તે ચોંકશે, પોતે વ્યક્તિ નથી પણ સમષ્ટિ છે એ વાત સમજશે. વિરાટ જવાબદારીનું ભાન થશે. જે સમજશે તેને સ્તો. ઐહિક સ્વાર્થ કાજે જીવનની હોળી નહિ કરવાનો દૃઢ સંકલ્પ કરજો. તુચ્છ કામભોગો તરફ નફરત કરજો. વીતરાગ તમારા અંતરમાં રમજો.

સમજો આ વાત સાનમાં, અને ઘેલા બનો ભગવાનમાં; સિવાય કશું કહેવું નથી.

[ ૮ ]

## સળગતું શાસન શે ઠારવું ?

**ચારે** બાજુ સળગ્યું છે; સૂકું સળગ્યું છે, લીલું ય ભેગું ક્યાંક સળગી રહ્યું છે. એક ભયંકર હોનારતમાં સર્વશ્રેયસ્કર પરમાત્મશાસન જાણે ફસાયું હોય એવો એક આભાસ થાય છે.

સળગતું શાસન કોઈ ન બુઝાવે ? તો શું આ સ્થિતિમાં એકવીસ હજાર વર્ષનું એનું આવરદા પૂર્ણ થાય ? અરે, આ રીતે તો, એ સો વર્ષ પણ ટકે કે કેમ એ પ્રશ્ન છે. એનીબિસેંટે જૈનધર્મની સ્થિતિનો અભ્યાસ કરીને કહ્યું હતું કે આ સ્થિતિમાં તો આ ધર્મ સો વર્ષમાં જ નામશેષ થઈ જશે તેમ લાગે છે. કેવી કર્ણકટુ વાત ?

મહાકાળના ગર્ભમાં શું છૂપાયું છે. તે તો રામ જાણે-પણ વર્તમાન સ્થિતિ વધુ પડતી કથળેલી દેખાય છે. કાંઈક સત્વર કરવું જ જોઈએ. કોઈ આધ્યાત્મિક શક્તિએ બહાર પડવું જ જોઈએ. દૈવી સહારો મળે અને કુશલાનુબંધી

પુણ્યાઈનો સાથ ભરપૂર મળે તો કશું જ અશકય નથી. પણ મને એ વિચાર આવે છે કે શું ત્યાં સુધી અમારે બધાએ હાથ જોડી બેસી રહેવું ? મૂંગા મૂંગા જોયા જ કરવું ?

આ તે કંઇ તમાશો છે ? જે ઘરમાં બેઠા છીએ એ જ ઘરને આગ લાગી હોય ત્યારે ય શાન્તિ ! આરામ ! અઘોર નિદ્રા ! સુખચેનથી કલાકો, મહિનાઓ અને વર્ષો વીતતાં રહે !

ગજબનાક શાહામૃગશાહી !

આશ્ચર્યજનક લાપરવાહશાહી !

શું કરવું ? કૂદી પડવું ? પણ કૂદી પડવું એટલે શું ? એટલે એ જ કે જડબાના જોરથી જોરદાર વ્યાખ્યાનો કરવાં, દેશ દેશાટન કરવાં, ભકતો બનાવવા, એમના દ્વારા ઓચ્છવ મહોચ્છવોની રમઝટ બોલાવીને વાતાવરણ ગાજતું રાખવું, ગામોગામ નવી નવી યોજનાઓ–સંસ્થાઓ ઊભી કરવી કે જે દેવાધિદેવના શાસનનો જયજયકાર ગજાવતી રહે. પુસ્તકો લખવાં, લેખો લખવા, શિષ્યો કરવા, ભારે જવાબદારીઓ ઉઠાવીને કાર્યરત રહેવું, સર્વતોવ્યાપી બહુમુખી વિકાસ માટે પથ્થરતોડ યત્નો કરવા. બેશક, આવી વિશિષ્ટ પ્રવૃત્તિ માટે શરીરને ભારે ઘસારો વેઠવો પડે પરંતુ તે માટે દૂધ લેવું પડે કે નવકારશી કરવી પડે તો તેમાં જરાય આનાકાની કરવી ન જોઈએ. નવી ભાષામાં સિદ્ધાંતોની રજૂઆત થાય તો જ લાખોનાં હૃદયમાં પરમાત્મશાસનની ત્રિકાલાબાધિતસત્યતાનું હૃદયસોંસરું ભાન થઈ જાય. એટલે તે માટે માસિકો, ચોપાનિયાં કે છાપાં વાંચવા પાછળ બે ત્રણ કલાક કાઢવા પડે.

તો તેય ક્ષન્તવ્ય ગણી લેવું રહ્યું. લોકોને હવે સમવાયાંગ કે ભગવતીજી સૂત્રના પદાર્થોની ક્યાં ભૂખ છે ?

લોકપરિચયમાં રહીને લોકો ઉપર આપણી શક્તિનું વશીકરણ કરવું પડે તો તે માટે લોકપરિચય પણ જરૂરી ગણી લેવો રહ્યો. એક વાર 'મેસ્મેરાઇઝ્ડ' થઈ જાય તો પછી જે કહીએ તે હૈયામાં આરપાર ઊતરી જાય. જે સંભળાવીએ તે બધું ય મુરલીથી નાચતા સર્પની જેમ સાંભળે. પછી જિનશાસનની પ્રભાવના કેવી વ્યાપક બની જાય ?

કૂદી પડવું એટલે ? બસ, તૂટી પડવું, ઘૂમી વળવું, ફરી વળવું, વ્યાખ્યાન ઉપર વ્યાખ્યાન કરવાં, ઓચ્છવ ઉપર મહોત્સવ કરવા. લેખ ઉપર લેખ લખવા. જયજયકાર બોલાવવો. આમાં ખોટું શું ? ક્યાં અહીં સ્ત્રીપરિચયની વાત છે ? ક્યાં અહીં પૈસા ભેગા કરવાની વાત છે ? ક્યાં અહીં કોઈ સ્વાર્થ છે ? એક માત્ર શુભભાવના છે. બધા ય વીતરાગશાસનના રસિયા બની જાય તે માટેની એક માત્ર સાધના છે કોરો પરોપકાર કરવાની.

જો આ બધું કરવાનો ઇન્કાર કરીએ તો એક પ્રશ્ન ઊભો થાય છે કે શું તો પછી સળગતું બધું જોયા કરવું ? જે લૂણ ખાધું તે હરામ કરવું ? જે શાસનના નામે મળેલા અન્નના લોહીનો કણ કણ બન્યો તે શાસનની દુર્દશા જોઈને આ લોહી ન સૂકવીએ તો વિશ્વાસઘાતનું પાતક શિરે ન લાગે ?

મારા મનમાં તો આ વાત ખૂબ ઘોળાઈ છે. 'યુવાનીનું ગરમ લોહી માત્ર ઉછાળા જ મારે છે,' એમ મને કેટલાક સમર્થ

આરાધકોએ કહીને શાન્ત પાડવા યત્ન પણ કર્યો છે. ખેર, હજી મને સમાધાન તો નથી થયું છતાં મારા અંતરમાં વિચાર કરી મૂકે તેવો એક પ્રશ્ન ઊભો થયો છે કે આ બધું ય કરી છૂટવા બળ તો જોઈશે ને ? દેહબળ નહિ, મનોબળ નહિ, વાગ્બળ નહિ પણ આત્મબળ–આધ્યાત્મિક બળ. આજના જગતને, આધુનિક માથાને, પોલાદી હૃદયને વીતરાગ-શાસનની વાતો સમજાવી દેવા માટે માત્ર બુદ્ધિબળ નહિ ચાલી શકે, માત્ર વાગ્બળ કારગત નહિ નીવડે, માત્ર શક્તિ સફળ નહિ થાય.

પણ એ બધા ય કરતાં અત્યંત જરૂરી આધ્યાત્મિક બળ, જીવનની વિશુદ્ધિમાંથી નીપજતું આત્મબળ જોઈશે. એવું આત્મબળ અને જન્માન્તર સંચિત પુણ્યબળ–બેય–ભેગાં મળે તો જ 'સળગતું' ઠારી શકાય. શાસનસેવા માટે અત્યંત અનિવાર્ય છે એવું આત્મબળ કે જે જિનાજ્ઞાપાલનજનિત હોય, જરૂર છે એવા પુણ્યબળની કે જે પુણ્યાનુબંધી હોય. કેટલાક પાસે પુણ્યબળ નથી હોતું પણ વિદ્વત્તા કે વક્તૃત્વાદિ શક્તિનું બળ જબરદસ્ત હોય છે. આવું કોરું શક્તિબળ શાસનસેવા માટે લગભગ નિષ્ફળ જાય છે. કેમકે પુણ્યાઈના અભાવે પ્રચંડશક્તિ પણ નિસ્તેજ બની રહે છે. એવા આત્માઓ તો એ શક્તિને સ્વોત્કર્ષમાં ઉતારી દે તો ઘણું આત્મબળ મેળવી જાય.

બીજા કેટલાક પાસે શક્તિ હોય છે અને સાથે પુણ્ય-બળ પણ હોય છે. પરંતુ એ પુણ્યબળ પાપાનુબંધી હોય

છે. આ બળ નિષ્ફળ જ જતું નથી, પરંતુ ભયંકર તોફાન મચાવીને સ્વ–પરનું કારમું અહિત સાધનારું બને છે. જ્યારે એવો કો'ક જ વિરલો મળે, જેમની પાસે વિશિષ્ટ શક્તિ છે અને પુણ્યાનુબંધી પુણ્ય પણ છે. પરમાત્મશાસનની સફળ સેવા આ પ્રકારના જ આત્મા કરી શકે. બાકીના તો લાકડાની તલવારે ઝઝૂમતા આપઘાતી પરોપકારકો કહેવાય; બુદ્ધિહીન માનવો કહેવાય. એવાઓની પરોપકારિતા સળગેલું ઠારવા તો સમર્થ નહિ બને પણ એમનાં બાલિશ ચેડાં કેટલાયને સળગાવવાનાં અડપલાં જાણ્યે કે અજાણ્યે કરશે. એમને આધુનિક પ્રલોભનો અવશ્યમેવ મહાત કરશે, વ્યાખ્યાનો કરતાં એ ફુલાઈ જશે, ભકતગણમાં ગૂંગળાઇ જશે, ખાનપાનના સ્વાદમાં રગદોળાઈ જશે, નારીનો નેહ ગળે ટૂંપો દેશે. શિષ્યોનો પરિવાર અનંત સંસારનું બંધન બનશે. કાંઇક અવનવું થશે. કાંઈક અથડાશે, કુટાશે અને રામશરણ થશે.

માટે માંહ્યલો પુકાર કરીને કહે છે કે બધી વાત સારી તો છે, મોહક પણ છે પણ નબળી માટીનો માણસ પહેલાં બળ મેળવે. બળ વિના બળવાન બનાય નહિ. નિર્બળ અધીરો થાય અને બળની તાતી તલવાર ન મળે એટલે રમકડાંની બંદૂકડી લઈ ને નીકળી પડે તો તેથી કાંઈ લોકોત્તર શાસનની સેવા થઈ ન જાય. એવા આત્માઓ તો શાસનના વિઘાતક બની જાય છે. પ્રાણવિહોણા કલેવરની સજાવટથી સંતોષ કેમ માણી શકાય ? પ્રત્યેક આત્મશુદ્ધિ એ વસ્તુતઃ શાસન છે અથવા તો શાસનનો પ્રાણ છે. એને ધબકતો કર્યા વિનાની વાતોમાં કશોય માલ હોઈ શકે નહિ.

શાસનસેવા કરવાનો સાચો અધિકાર તો નિરીહ આત્માઓને જ પ્રાપ્ત થાય છે. કેમકે એ જ આત્માઓ જન્માન્તર સંચિત પુણ્યાનુબંધી પુણ્યના સ્વામી હોય છે અથવા તો વર્તમાન જન્મની સુવિશુદ્ધ આરાધનાથી ઉગ્ર પુણ્યની પ્રાપ્તિ કરી લે છે. જ્યાં ઇચ્છા છે ત્યાં આવેગ છે, આવેશ છે, ઉતાવળ અધીરાઈ અને છીછરી મનોવૃત્તિ છે. એવા આત્માઓ પરમાત્મશાસનના સુકાની ન બની શકે, સુભટ પણ ન બની શકે. એમને જણાતા વ્યાખ્યાનાદિના પ્રશસ્તભાવો ગમે તે કાચી પળમાં અપ્રશસ્ત બની રહે. એમના હાથે તો તારક યોગો પણ અનેકોના ઘાતક બની જાય.

પણ ઊછળે છે રકતકણો કાંઈક કરી દેવા ! નથી જોઈ શકતાં નયનો ચોમેર ફાટેલી ભીષણ આગને ! નથી સાંભળી શકતા કર્ણો ઘરખોદિયાઓની વાતોને ! નથી બેસી શકાતું ! શું નિષ્ક્રિય રહેવાથી સળગતું ઠરી જશે ?

આ પ્રશ્નનો પણ ઉત્તર મળી જાય છે. અંતરથી અભિવાદન કરું છું સળગતી આગને જોઈને બળીને ખાખ થઈ જતાં અંતરને ! નિષ્ક્રિય રહેવાની કોઈ વાત નથી. જુઓ દેવાધિદેવ શાસનપતિ પરમાત્મા મહાવીરને ! સર્વને શાસનરસી કરી દેવાની ભાવના અંતરમાં ચોમેર ભભૂકી ઊઠી ! કર્મથી રિબાતા અનંત જીવોને નીરખીને રડી ઊઠ્યું એ કરુણાર્ત અંતર ! પણ તેથી કાંઈ તેઓ એકદમ પ્રવચનો કરવા લાગી ગયા કે બાર વર્ષનું મૌન લઈ બેઠા ? પરોપકારમાં પ્રવૃત્ત થઈ ગયા કે સ્વોપકારનું એક જ લક્ષ વીંધવા એકાગ્ર બની ગયા ?

શેની ભાવના! છતાં પ્રવૃત્તિ શેની? સાધના વિના સાધ્યને આંબવાની વાત બાલિશ આત્માઓ કરે. સર્વને ધર્મ પમાડી દેવાનું સાધ્ય અંતરમાં રમતું હોય તો તેના સાધન તરફ નજર સ્થિર કરો. સાધનને વળગો. એ સાધન છે આત્મશુદ્ધિ! એનાથી નીપજતું બળ એ જ સાધન છે. એ સાધન મેળવવા જિનાજ્ઞાપાલનથી જીવનને ભાવિત કરો, ઈહલૌકિક શબ્દાદિ વિષયોના સુખને ચિનગારી ચાંપો, દેહની લાલનપાલનતાને સળગાવી મારો, ખાનપાન માનપાનની કાળી વૃત્તિઓનાં મૂળિયાં ઉખેડી નાંખવા ભીષણ પુરુષાર્થના કુહાડા ઝીંકો, જીવનની ખેતી કરી નાંખો. પાપોનાં પ્રાયશ્ચિત્ત કરતા રહીને, રોઈ રોઈને આંખો સુઝાડી દો. સર્વના સુકૃતોની અનુમોદના કરવાની ટેવ પાડીને શિરને ડોકેથી નમાવી દો. ગુરુને સર્વથા પરતંત્ર રહો. શાસ્ત્રચુસ્ત જીવન જીવવાનો સાપેક્ષભાવ દિનપ્રતિદિન વૃદ્ધિંગત બનાવો, ત્યાગમય જીવન જીવો. બળ તો આમાંથી નીપજશે. કઠોર આરાધના વિના બળ જન્મે જ નહિ.

છતાં એ વાતની ઉપેક્ષા થતી હોય અને પરોપકારમાં સીધા ફૂદકા મારવાની જ બડાશો હાંકવાની હોય તો તેવા કોઈ પણ આત્માએ સ્વાત્મનિરીક્ષણ કરવું જોઈશે કે રખે, કઠોર આરાધનાની કાયરતા છુપાવવા માટેની જ પરોપકારની વાતો તે કરતો ફરતો હોય!

વૃત્તિમાં સર્વના શ્રેય કાજે મરી પડવાની તમન્ના ભલે રહો પણ પ્રવૃત્તિમાં તો સ્વશ્રેયનું વિશિષ્ટબળ ઉત્પન્ન કરવાની જ્વલંત-જીવંત આરાધના જ જોઈશે.

છે તે તો સ્વલક્ષી–સ્વપક્ષી જીવંત સાધના વિના પળભર પણ રહી શકે જ નહિ. શ્રીજિનશાસનનો આ મર્મ છે. અગણિત દોષોને દફનાવવાના ભીષણ પુરુષાર્થ વિના, અગણિત ગુણોને વિકસાવવાના પ્રચંડ પ્રયત્ન વિના પરોપકાર શક્ય જ નથી. પરોપકારની વાતો કરવા માત્રથી પરોપકાર સધાઈ જતો નથી. એ માટે તો જોઈશે દેહ ઉપર સીતમ અને પ્રિયતમ વીતરાગની આજ્ઞા પ્રત્યે પરિપૂર્ણ બહુમાન.

એક વાર આ રીતે સજ્જ કરો આત્માને. પછી દર્શન માત્રથી અનેકો ધર્મ પામી જશે. સાન્નિધ્ય માત્રથી સેંકડોની ભાવદરિદ્રતા ચિરાઈ જશે, સ્મિત માત્રથી હજારોનાં અંતર ખુશનૂમા બની રહેશે. તમારી આંખની પાંપણનું સ્પંદન માત્ર કંઈક ઉપર કામણ કરી જશે. તમારું વિશિષ્ટસ્વરૂપ જ તૈયાર કરો. બુઝાએલી તમારી વાટ પ્રગટાવો. પછી તો સ્પર્શ માત્રથી લાખો વાટ પ્રજ્વળી ઊઠશે. સર્વત્ર પ્રકાશ રેલાઈ જશે. શાસનની લંબાઈ પહોળાઈમાં અંજાઓ નહિ; નક્કરતા તો એની ઊંડાઈમાં છે. ઊંડાઈ આવે છે સ્વલક્ષી આરાધનામાંથી.

કરવો છે પરોપકાર? તો સ્વોપકારમાં ગુમભાન બની જાઓ. એક જ વાત, 'બળ મેળવો' અને કુશલાનુબંધી પ્રકૃષ્ટ પુણ્ય પ્રાપ્ત કરો. સહજ યોગ્યતા પ્રાપ્ત કરો. કદાચ એ બળથી ઉગ્ર પુણ્યની આ જન્મમાં નીપજ નહિ પણ થાય તોય પુનર્જન્મવાદીને તે વાતનો અફસોસ હોઈ શકે જ નહિ. તમારા જ શિષ્યના શિષ્ય બની જન્માન્તરમાં જિનશાસનની જયપતાકા ગગનમાં લહેરાવવા અચૂક ભાગ્યશાળી બનશો.

યોગ્યતા તૈયાર કરો. જગતને જયારે તમારી જરૂર પડશે ત્યારે તમારે જવું નહિ પડે, વિશ્વ તમને સાદ દેશે, શોધતું આવશે, મેદાનમાં ખેંચી લાવશે.

પછી ? પછી શું ? તમે અને તમારી એ વિશ્વત્રય પાવની ભાવના ! લાગી જજો કામે. બસ એક જ વાત. આત્મબળ મેળવીએ. પુણ્યબળ મેળવીએ. અંતર્મુખ બની અંતરમાં અંતરથી લીન થઈ જઈએ. કેટલી નિર્ભય અને સુંદર આ સાધના થઈ છે ! જ્યાં અખતરાનું કોઈ કામ નહિ, ખતરાનું કોઇ નામ નહિ.

'સળગ્યું છે, સળગ્યું છે' ની વાતો કરતાં કેટલાંક કૂદકા-મારુઓથી જ શાસન સળગતું આવ્યું નહિ હોય ? હજી એ બૂમાબૂમ ! ઠારવાની વાતો કરનારના હાથ જ વધુ સળગાવશે શું ? કેવી વિચિત્ર બીના !

[૯]

## પ્રચણ્ડ પરાક્રમનો જન્મ ક્યાંથી થાય છે?

હાલ મરણસમાધિ પયન્નાની વાચના થઈ. કેવી અજબગજબની એમાં આરાધનાની વાતો આવે છે? ઘોર તપથી શરીરને કચડી નાંખ્યા સિવાય બીજી કોઈ વાત સાંભળવા મળતી નથી. આરાધના માટે તો 'देहदुःखं महाफलं'નો એક જ પ્રઘોષ સફળ કહ્યો છે.

પળનોય વિસામો લીધા વિના, એકધારી ગતિએ, ઘ ઉપસર્ગો, ઘોર પરીષહો અને તપ સંયમની તીક્ષ્ણ ધારે અપ્રમત્તપણે ચાલ્યો જાય તે મુનિ.

જેને પરઘરમાં ક્યાંય ડોકિયું કરવાનીય ફુરસદ ન હોય, જે બીજું કશુંય સાંભળવા જ માગતો નથી. જિનાજ્ઞાના પાલન સિવાય જેનાં કોઈ અરમાન ન હોય અને જે સદૈવ સર્વના શ્રેયનો કામી હોય, સ્વના શ્રેયનો જે અઠંગ સાધક હોય તે મુનિ.

આવું મુનિપદ ! આ ભવે તો નહિ, લાખો કરોડો

સવે પણ સમજશે કે કેમ એ જ પ્રશ્ન છે. દેહની જ સુખશીલતા જેને સર્વપ્રકારે વળગી હોય એને સંતપદ તો ન મળે પણ કોઈ સંતના સેવક થવાનીય લાયકાત ન મળે. ધર્મગ્રંથોમાં સર્વત્ર એક જ વાત વાંચવા—સાંભળવા મળે છે—ઘોર સાધના! દેહનું નૈષ્ઠિક દમન! સુખની ભારે સૂગ! સિવાય સિદ્ધિ શક્ય જ નથી.

મારા માટે તો આ બધી બાબત સ્વપ્નમાંય શક્ય નથી....અરે! આવું સાંભળતાંય અંગઅંગમાંથી ધ્રુજારી વછૂટી જાય છે! આ તો બધું શે બને? એમાંય જ્યારે શ્રી ધન્ના અણગારે દેહની ઉપર ગુજારેલો સીતમ સાંભળવા મળે છે અને એના પરિણામે એમના દેહ હાડમાંસ અને લોહી વગેરેની થયેલી દશાનું જે ચિત્ર આંખ સામે ખડું થાય છે ત્યારે તો રુવાડાં ખડાં થઈ જાય છે, એક તીણી ચીસ નીકળી જાય છે! હૈયું ભારેખમ બની જાય છે.

આ સાધના! કઠોરસાધના વિના ઉદ્ધાર શક્ય જ નથી શું? તો તો પછી મારા જેવાના લલાટે તો અનંત સંસાર સિવાય બીજું કાંઈ જ સંભવિત નથી ને?

મહામુનિઓ વાઘના જડબામાં ચવાઈ જાય અને અસમાધિનો સીસકારો પણ મોંમાંથી ન નીકળે! પર્વતની ધારે લાંબા થઇને અનશન કરી દે! મોં ફાડીને ઊભેલી ખીણની તનિક પણ પરવા ન કરે! કદાચ વાયુ આદિના આઘાતથી તેમાં ફેંકાઈ જાય! ભૈયારી! હાડના ચૂરેચૂરા થઈ જાય! તોય....તોય હસતાં રહે!

ઘોર દુઃખોની વચ્ચે સદાની સ્વસ્થતા ! ચિત્તની પ્રસન્નતા ! ઓહ ! શે બને ? કયા બળ ઉપર ખંધકજીવતા દેહનાં ચામડાં ઉતરાવી નાખ્યાં હશે ? કયા પ્રચંડ તાકાતે ત્રિશૂલથી ભેદાઈ જતા અગ્નિકાપુત્ર ને કૈવલ્યરત્નની ભેટ કરી દીધી હશે ? આત્મામાં એવી કઈ હશે જેણે શાલિભદ્રજીની સુકુમાર કાયાને ધગધગતી સદાને માટે સુવાડી દીધા ! આત્માના સ્વાતંત્ર્ય અને ખાતર શહાદતને વરતા એ નરવીરો–મુનિપુંગવો–ના સામર્થ્યનું ઉગમસ્થાન ક્યું ?

પેલા નાનકડા અઈમુત્તાજીમાં પશ્ચાત્તાપનો પાવકાગ્નિ કયી ચિનગારીએ પ્રજ્વાળી દીધો ? ઘાણીમાં જતી વખતે પણ સ્કંદકસૂરિજીના બાળશિષ્યને દેહનું સરિયામ વિસરાવી દેવાનું પરમ કર્તવ્ય કયા વૈચારિક માણમાંથી જન્મ પામી ગયું હશે ?

માત્ર એક જ પ્રશ્ન છે કે એ વિરાટ બળનો કયા સૂક્ષ્મ બિંદુમાંથી પાગ્યો ? એક દિવસમાં વિરાટ સ નથી. એકાદ ભવમાંય એનું ઘાટ ઘડામણ તૈયાર થઈ નથી. ભવોભવની સાધનાનો જ એ સરવાળો છે તો એનું મૂળ કોણ ?

કોઈ કહેશે અભ્યાસ પાડો; પરાક્રમ કરો. પણ અભ પાડવો શી રીતે ? નાનકડા તપના અભ્યાસ માટેનું મનોબળ નથી ત્યાં શું કરવું ?

એ વાત તદ્દન સાચી જ છે કે પ્રચણ્ડ સાધનાના દર્શનથી ધ્રૂજી ઊઠીને નાસીપાસ ન થવું જોઈએ. કિન્તુ એને તો માત્ર લક્ષ્ય બનાવીને ક્રમિક રીતે એ દિશામાં સક્રિય ડગ ....ધીમે પણ મક્કમતાથી માંડવાં જોઈએ. પણ મારો તો પ્રશ્ન છે કે પહેલું ડગલું માંડવાનું પણ મનોબળ ક્યાંથી લાવવું?

માનવ મટીને જે મહામાનવ બન્યા! મહામાનવમાંથી જે પૂર્ણમાનવ–પરમાત્મા બન્યા એ બધાયની પ્રચણ્ડ આરાધનાઓ પૂર્વપૂર્વની આરાધનાઓથી ઉત્પન્ન થતાં બળ વડે હાંસલ થઈ. આરાધનાથી આરાધના ઉત્પન્ન થતી ગઈ.

ભલે....પણ પ્રથમ સફળ આરાધના શેમાંથી ઉત્પન્ન થઈ? કોણે એ બળ આપ્યું? મારે તો આ પ્રશ્નનો એવો ઉત્તર જોઈએ છે કે જે મારા જેવા કાયરત બધાયને માટે આનંદજનક હોય! મારા જેવાના નિરાશ જગતને માટે એ જવાબ મોરલાને નચાવતા મેઘલાના ગડગડાટ જેવો હોય!

મેં ખૂબ વિચાર્યું છે આ કોયડો ઉકેલવા! અને મને હૃદયની વિશુદ્ધિમાંથી કાંઇક જડ્યું પણ છે.

તે આ છે....

પાપનો પાપરૂપે અંતરથી એકરાર કરવો. વિરાટનું સર્જન આ શૂન્યમાંથી થાય છે. જે પાપ છે એને પાપરૂપે કબૂલી લેવું એ જ પ્રચણ્ડ બળના ઉગમની પહેલી શરત છે.

આવી કબૂલાત થયાની પારાશીશી એ જ છે કે પછીથી

જે કાંઈ પાપ (જિનની અવજ્ઞા) થાય તે ભોગવતાં ભયાનક ત્રાસ હોય. અરે! એ પાપ ભોગવીને જે આનંદ મેળવ્યો એના કરતાં એ પાપ ભોગવ્યાનો પશ્ચાત્તાપ એટલો ભયંકર હોય કે આત્મા એવો પુકાર કરી ઊઠે કે, આના કરતાં તો એ પાપ કરીને આનંદ ન મેળવ્યો હોત તો સારું થાત!

આનું નામ પાપનો પાપરૂપે એકરાર! જેવી આ સ્થિતિ પ્રાપ્ત થાય કે તરત જ એ એકરારના રોકેટમાંથી બીજું રોકેટ છૂટી જાય, જેનું નામ છે પાપગર્હા!

થઈ ચૂકેલા પાપનો તીવ્ર પશ્ચાત્તાપ! શૂન્યમાંથી વિરાટનું સર્જન એટલે પાપકર્મોત્તરકાલીન પાપગર્હા! આ બે વાત બનતાં જ મહાત્માઓ નિષ્પાપ છે. જેઓ અગણિત સુકૃતોના સ્વામી છે તેમનાં સર્વ સુકૃતોનું ઊછળતા હૃદયથી અનુમોદન કરવા લાગી જાય છે.

અણુ જેવા સ્વદુષ્કૃતને મેરુ જેવડું જોઈ ને માથું પછાડીને પશ્ચાત્તાપ કરવો, અણુ જેવા પરસુકૃતને મેરુ જેવડું જોઈ ને મુરલીની સામે સર્પ મસ્તક ડોલાવે તેમ નાચવું, એ બેય વાત એક જ સિક્કાની બે બાજુ છે. એકના વિના બીજી વાત સંભવે નહિ. એકની હાજરીમાં બીજાની ગેરહાજરી સંભવે નહિ.

જ્યારે પાપમય સંસારથી ભય પ્રાપ્ત થાય છે અને નિષ્પાપનું દર્શન થાય છે ત્યારે મન એ નિષ્પાપના શરણે દોડી જાય છે. પાપના ભયમાંથી નિષ્પાપની પ્રીતિ

જાગે છે. ક્રમશઃ આ પ્રીતિ અવિચલ બનતી જાય છે, આવી પ્રીતિ, નિષ્પાપને જે નમન કરે છે, લળી લળીને ઝૂકે છે, એના ચરણોમાં આળોટે છે અને નિષ્પાપ બનવાની જે કાકલૂદીભરી લાખ લાખ વિનવણીઓ કરે છે એ જ સંસારની જડ ઉખેડી નાંખતા પ્રચણ્ડબળનું અપ્રતિહત ઉગમસ્થાન છે. નિષ્પાપ નમન એટલે? સંસારને-પાપને-આજ સુધી કરેલા અનંત નમન પ્રત્યેની સંપૂર્ણ નફરતની જાહેરાત! એ અનન્ત નમનોની ભૂલ થઇ ગયાનો દિલી એકરાર! પાપસ્વરૂપ સંસારના અંગેઅંગ પ્રતિ, એના અણુ અણુ પ્રતિનાં ભયાનક ધિક્કાર ભાવની લાગણી!

આમ નિષ્પાપને નમન એ વસ્તુતઃ પાપમય જીવન પ્રત્યેનું અનમન જ છે. નિષ્પાપને નમન દ્વારા વ્યક્ત થતો નિષ્પાપનો કટ્ટર પક્ષપાત એ આજ સુધીના પાપના કટ્ટર પક્ષપાતના સંપૂર્ણ વિલીનીકરણનું સૂચન માત્ર છે.

પછી સંસારમાં રહેવું કે ન રહેવું એ બહુ મોટી વાત રહેતી નથી. પણ જેને આજ સુધી સારો અને સાચો માન્યો' તો એ સંસારને-આ નિષ્પાપને નમનની ક્રિયા દ્વારા પળે પળે ખારો-ખાટો કબૂલ્યો એ જ પહેલી જબ્બર બાબત છે! નિષ્પાપની શરણાગતિ લઇને સંસારભાવની ગુલામીમાંથી જે મનોમુક્તિ મેળવી લીધી એ જ આશ્ચર્યજનક બીના છે. નિષ્પાપના નમનમાં આ ભાવ હોય તો જ એ નમન કહેવાય.

" ઓ, નિષ્પાપ! તને નમીને હું એ વાત જાહેર

કરું છું કે આજ સુધી જેને નમ્યો છું તે ખૂબ જ ખોટું કર્યું છે. એમાંના એક પણ નમનને હવે હું સ્વપ્નેય સારું માનનાર નથી. તને નમીને તારા પ્રત્યેનો સંપૂર્ણ આદરભાવ તો વ્યકત કરું જ છું. પણ એની અંદર સંસાર પ્રત્યેનો પરિપૂર્ણ ધિક્કારભાવ જ ભરપૂર પડેલો છે—એ ધિક્કાર ભાવ જ તને નમન દ્વારા મેં અભિવ્યક્ત કર્યો છે. આ નમન હવે પછીના સંસાર પ્રત્યેના મારા અનમનભાવનું—અક્કડભાવનું જ પ્રતીક છે."

આવો જીગરજાનભાવ વિરાટની કોઈ પણ આરાધનાના મૂળમાં હશે જ એમ મને લાગે છે. પાપનો પાપરૂપે સ્વીકાર કરીએ, પાપગર્હા કરીએ અને નિષ્પાપની અનુમોદના કરીએ. પાપથી ભયભીત બની નિષ્પાપને નમીએ. આટલું માનો અને કરો. કરો અને જુઓ. જરૂર વૈજ્ઞાનિકબળ ઉત્પન્ન થશે. પછી તો એ બળ વાઘનખ બને....મોહનીય અને અંતરાય કર્મોના અણુઅણુની છાતીને એ ચીરી નાખે અને સહજરૂપે આરાધનાઓની અનુબંધમાળા રચાતી જાય અને અંતે એક દી એવો ઊગે જે આપણા ભાવીકાળમાં સુવર્ણદિન બની રહે. જે દિવસે આદરેલું પરાક્રમ સુવર્ણાક્ષરે શાસ્ત્રોના પાને લખાય; જે દિવસે આપણે ધન્નાજી, સ્થૂલભદ્રજી, શાલિભદ્રજી કે ખંધકજીના સમોવડિયા બન્યા હોઈએ! આપણી એ ભીમભૈરવ પરાક્રમગાથાના શ્રવણે અનેકોના ભવભ્રમણ મટી જાય. એવા સુવર્ણદિનની અદમ્ય અભિલાષા હોય તો પાપગર્હામાં પાવરધા બનો. ગુરુમાતાનો ખોળો

આંસુએ પલાળી નાંખો, નિષ્પાપને નમતાં નમતાં, નયનોને હર્ષાશ્રુથી ભરી નાખો.

આમાં કશું કઠિન નથી. કોઇ અતિ ભવ્ય પરાક્રમની આ વાત નથી.

સર્વના શ્રેયના ઉગમરૂપ આ પાપગર્હા, નિષ્પાપાનુમોદન અને શરણાગતિને અપનાવીએ. ટૂંકમાં આપણા તથાભવ્યત્વનો પરિપાક કરીએ. જીવન ઉજમાળ બનાવીએ.

આપણે ખૂબ હસવું છે? હસવાના અને હસાવવાના આનંદમય દિવસો જોવા છે? તો ખૂબ રડો; કોઇનેય રડાવ્યા વિના ચોધાર આંસુ વહાવતા રહો.

[૧૦]

## નામ-જપ (અરિહંત)

શું કહું? સમજાતું નથી. પહેલાં તો આવું ક્વચિત્ બનતું. આજે તો રોજ દિવસમાં પાંચ-દસ વાર એવું બને છે કે મન અત્યંત નિરાશ-હતાશ બની જાય છે. હૃદય ભાંગીને જાણે ભૂકો બોલી જતું હોય તેવું લાગે છે. એ વખતે જે એકલતાનો ભાસ થાય છે એ અત્યંત બિહામણી દેખાય છે.

ઉપર આભ અને નીચે ધરતી! હું કેમ જાણે ક્યારેક મા વિહોણો-તદ્દન અનાથ-હોઉં એમ ભાસે છે. આંખ સામે ઘૂરકનારકો, લોહી ભૂખી વાઘણો, કાળમૂખા સર્પો, ગાંડાતૂર બની આવતા મત્ત મતંગજો ચોમેર દેખાય છે. એ અવાચ્ય અવસ્થા છે. હું તેનું આલેખન શબ્દથી નહિ જ કરી શકું.

શાથી આમ થાય છે તે જ કહું છું. મને મારા જીવનમાં જે અસ્તવ્યસ્તતા કદી જણાઈ નથી તે હવે જણાય છે. તદ્દન નિષ્ક્રિય જીવન! સાવ જ નંખાઈ ગયેલું મન!

હણાઈ ગયેલું તન ! અહંકારગ્રસ્ત ચિંતન ! ઢળી ગયેલું બદન ! ભગ્નહૃદય ! ભગ્નાશ ! ભગ્નમૂર્તિ !

અને બીજી બાજુ....દેવાધિદેવમાં પરમતારકતાના દર્શન થાય છે; ગુરુદેવમાં અગાધ આસ્થા ઊભરાતી દેખાય છે; અનુષ્ઠાનોની વિશિષ્ટતાઓ નજરે આવે છે. ત્યાગતપનો મહિમા સ્પષ્ટ રીતે સમજાતો જાય છે. જિનાજ્ઞા અત્યંત પ્યારી બનતી જાય છે. જિનશાસનને વિશ્વવ્યાપી બનાવી દેવાના કોડ હૈયામાં માતા નથી. ધર્મઝનૂન પણ દેખા દઈ જાય છે. ક્યાંક કશુંય વિપરીત જોતાં જ લોહી ઊકળી જાય છે. કોઈ મોટા શહેરમાં દોડી જવાનું મન થાય છે. ત્યાં જઈને લાખોને એ વાત અચૂક ઠસાવી દઉં કે તમે તમારું સુખ, કે બીજું જે કાંઈ પણ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે તે બધુંય જિનને, જિનના શાસનને જ આભારી છે. આ બધુંય એવું યુક્તિબદ્ધ રીતે સમજાવું કે સહુ એ પરમ સત્યને તત્કાળ સ્વીકારી લે. દેવાધિદેવને ઝૂકી જાય. વિષય-કષાયનો કીટ તો બળવાન હોઈ શકે જ નહિ. નિર્બળ પાસે આવી સિદ્ધિઓ સ્વપ્નેય દેખા દે નહિ.

પાપ જરાય ગમતું નથી, પાપની શુદ્ધિ કર્યા વિના ચાલતું પણ નથી, છતાં પાપ વિદાય પામતું નથી. પાપ કરવું સહેલું છે તો પાપશુદ્ધિ પણ કદાચ તેટલી જ સહેલી હશે. પરંતુ અકરણનિયમ તો સાચે જ આસમાનના તારા તોડવા જેટલો દુષ્કર છે.

ગુરુમાતાને મારી બધી વાત કરું છું, દેવાય તો ઠપકો દઉં છું, કહેવાય તો કડક પણ કહું છું, રડાય તો

રહું છું, બધું જ કરી છૂટીને એક જ યાચના કરું છું, જીવનને સંયમપૂત બનાવો—સદા એ પવિત્રતાનો ક્ષેમ કરો. મારે બીજું કાંઈ જ ન જોઈએ.

શરીરમાં નવા સાતસો રોગ ઊભરાવાના હોય તો ભલે ઊભરાતા. રે ! સાતમી નારક પણ આવતી હોય તો ભલે આવતી, શિષ્યો ભલે ચાલ્યા જતા, વિદ્વત્તા ભલે લૂંટાઈ જતી, લેખનશક્તિ ભલે કુંઠિત થઈ જતી. બધુ ય ભલે જતું રહે. જવા દો. મારે એક જ વાત જોઈએ છે.

વિશુદ્ધ જીવન....પવિત્ર વચન....સ્વસ્થ મન....તપોમય તન....!

ગુરુમાતા ! મને એ આપો. પછી બાકીનું બધુ લૂંટી લો તોય ચાલશે.

આ માગણી પાછળ બે કારણો છે : એક તો જિનાજ્ઞાની અવજ્ઞાની ઘોર પાતકતા મનમાં ખૂબ ઠસી ગઈ છે. વિષય કષાયોનું આગમન એટલે મારા અંતરમાં અસીમ અનંત ઉપકારીઓની આજ્ઞાની ઉઘાડેછોગ અવજ્ઞા ! અત્યંત અસહ્ય બાબત !

બીજું, હું એ વાત નિશ્ચિત માનું છું કે એ પરમ-શુદ્ધ તારકોની આજ્ઞાના પાલનમાં એવું પ્રચંડ બળ પડેલું છે જે બળ સમગ્ર વિશ્વની દરિદ્રતાને તોડી-ફોડી નાખે, એ બળથી તો લાખો આત્માઓનો સંસાર કાપી શકાય, એ બળ તો કરોડોને શાંતિ આપે.

જિનાજ્ઞા પાલનનું બળ જે વાણીમાં બળે એ વાણી અગણિત ભવ્યાત્માઓના હૈયાના તાર ઝુન્નવી નાંખે.

એ મૂર્ત્તિનું પ્રશાન્તદર્શન વૈરીને અવૈર શીખવે, વિલાસીને વિકાસ શીખવે, ઉદ્ધતને શાંત બનાવે, અગ્નિને જલ બનાવે, કંકરને શંકર બનાવે. અધમાત્માને મહાત્મા બનાવે, માનવને મહામાનવ બનાવે-પૂર્ણમાનવ બનાવે.

માત્ર જિનાજ્ઞાનું પાલન અનંતબલિ બનાવે. એ બળ અનંતના અનંત બળને જન્માવે. અહા ! દુઃખ, દરિદ્રતા અને દીનતાથી ખદબદતા વિશ્વના અંશતઃ ઉપકારક બનવાનું પરમ સદ્ભાગ્ય એ જિનાજ્ઞાપાલકને મળે ! આ વાત મને ખૂબ ગમે છે અને તેથી એ બળને રોકી રાખનાર, ઉત્પન્ન થવા ન દેનાર અંતરના અશુભભાવો અત્યંત પીડાકારક બની રહે છે.

કયાંથી એ બળ મેળવું ? શી રીતે એ જીવલેણ પીડાથી મુકત થવું ?

ગુરુમાતા સદૈવ આશ્વાસન આપે છે. શાસ્ત્રવચન પ્રકાશ પાથરે છે. પણ મને શાંતિ થતી નથી. અધીરાઈ વધી જાય છે.

કોઇ ઠારો મારા અંતરની આગને ! કોઈ બુઝાવો એ ખાનપાનાદિની વૃત્તિઓની આતશબાજીને ! કોઈ વશ કરો એ કષાયોને ! એ વાવંટોળને ! પછી એ મારો શિષ્ય હશે તો તેનો પણ સદાનો દાસ બની રહીશ !

હવે નથી સહેવાતું એ મનનું ભારેખમ વલોણું ! કેમકે જીવનનું જલ રોકેટ ગતિએ વહ્યું જાય છે. શી ખબર

કાલે શું થશે ! છે કોઇ નક્કર ઉપાય ? તત્કાળ ફળ બતાડી દે ! સમગ્ર જીવન આજ્ઞાધીન બનાવી દે ! પ્રતિ સમયની પ્રતિ-આરાધનામાંથી અનંતબળનું ગંજાવર ઉત્પાદન કરાવી જ આપે ! છે કોઇ એવો ઉપાય ? એ ઉપાયોમાં ગુરુપારતંત્ર્ય, પાપશુદ્ધિ અને વીતરાગ ભક્તિ તો જરૂર છે પણ અધીરાઈ અંતરને બેકાબૂ બનાવે છે. બસ, કારમી હોનારતમાંથી ઊગરી જાઉં એકદમ જલદી. રે ! હમણાં જ.

મારે તો જોઈએ છે એવી અગાધ શાન્તિ, જેને કોઇ કદીય આંચકી ન શકે.

ઊભવું છે કષાયોના દાવાનળ વચ્ચે, હિમમૂર્તિ બનીને.

રહેવું છે અપમાનોની ઝડીઓ વરસતી હોય ત્યાં જ, સદૈવ સ્મિત વેરીને.

ઉજાળી જવાં છે લાખો કરોડોનાં જીવન, જીવનને ઉજાગી જઇને.

જલાવી દેવા છે લાખો કરોડોનાં બુઝાયેલા દીપ. છે કોઇ ઉપાય ?

" હા, જરૂર છે. અંતરાત્મા પુકાર કરીને એક દિવસ મને કહે છે. " જરૂર છે ઉપાય. અજમાવ દિલથી, એને આશ્લેષ આપ, હૃદયથી એને ચાહી લે."

જપી લે અરિહંતનું નામ. કરોડો અબજો વાર એક દિલે, એક લક્ષ્યે, એક ઉદ્દેશે જપી લે અરિહંતનું નામ. અજપાજપ કરી દે અરિહંતનો જપ.

અનંતનાં સુખદ્વાર આ જ ચાવીથી ખુલ્યાં છે અને અનંતોનાં એ દ્વારો આ રીતે જ ખુલવાનાં છે. સર્વ આરાધનામાં પ્રારંભિક શ્રેષ્ઠ યોગ ભક્તિયોગ છે. તેમાંય આ નામ-ભક્તિ સૌથી મોખરે છે."

મારા અંતરમાં આ વાત બરોબર જચી છે કે જે કાંઈ કરવું છે તે મારા બળથી. આ વિચાર અહંકારગ્રસ્ત છે.

જે કાંઈ કરવું છે઼ એ અરિહંત! તારા નામના બળથી! આ વિચાર સદૈવ ક્ષેમંકર છે.

પહેલો વિચાર આત્મઘાતક છે. બીજો વિચાર આત્મ-વિકાસશીલ છે. એકમાં આત્મહત્યા છે બીજામાં સર્વદયા છે.

બધું જ સમર્પીએ અરિહંતને! બધું જ કરીએ એ નામજપના બળે.

જપ કરવો છે? હજારોના જપ કરીને અરિહંતનો અનુગ્રહ યાચો. પછી જ તપ કરો. એ જ રીતે બધાય યોગોમાં અનુગ્રહ યાચો. અનુગ્રહને જ આગળ કરો, જ્યારે ને ત્યારે હજારો લાખોના નામજપનું મંગળ કરો.

સવા કરોડનો અરિહંત જપ કરીને પછી માગીએ પરમાત્મા પાસે કે એ અંતર્યામી! તારા નામજપના બળથી મને તારો અનુગ્રહ પ્રાપ્ત થાઓ કે જે મારી વાસનાઓને, મારા વિકારોને, કષાયોને, સર્વ દોષોને નિર્મૂળ કરી નાંખે.

પ્રભો ! સર્વના રોગો નિર્મૂળ કરી દઉં એવું બળ આપ. પછી શું આરાધ્ય રહે છે ? કશું જ નહિ.

ચાલો સહુ અજપાજપની આરાધના આરંભીએ. પછી દુઃખો જશે, કર્મો જશે, એ તો ઠીક પણ પાપવૃત્તિઓ જ નાશ પામશે. અખૂટબળ ઉત્પન્ન થશે–જે અનેકોના ઉદ્ધારનું પરમસૌભાગ્ય વરશે. નામજપની આ વાત તો નાનકડી છે પણ મોટાની મોટી વાતોનેય ટપી જાય તેવી છે.

આજથી જ આત્મસાત્ કરીએ નામ નિક્ષેપે રહેલા અરિહંતને. પછી કોઈ ફરિયાદ ઊભી નહિ રહે. અનેકો પોતાની ફરિયાદોના ઉકેલ મેળવવા આપણી પાસે આવશે.

[૧૧]

## ભગવદ્ અનુગ્રહ

આરાધનામાં જ્યારે પીછેહઠ થાય છે ત્યારે નિરાશાના ભારથી મગજ ભારેખમ બની જાય છે. હૈયું તો જાણે ઢગલો થઇ જાય છે! હવે કાંઈ જ સમજાતું નથી–સૂઝતું નથી. અત્યારે મને વારંવાર દેખા દે છે. શયતાન શિરોમણિ મોહ! મારો એકનો એક શત્રુ! એનું પિચાશી અટ્ટહાસ્ય! એની વિરાટ કાયા! અને એની વિશાળ હથેલીમાં ઊભો રહેલો વહેંતિયા જેવો હું!

મૂઠી વાળે એટલી જ વાર! મારા હાડેહાડના ચૂરા કરી નાખે. એક જ ફૂંકે હવામાં ક્યાંય ઉડાડી દે!

આ મહાભયંકર શત્રુને ડામવો એ જરાય સહેલી વાત નથી એમ હવે તો હૃદયથી પ્રતીતિ થઈ રહી છે. ત્યાગ, તપ અને સ્વાધ્યાયના મહામોટા દાવપેચ એની સામે અજમાવવા માટે ખૂબ ઉત્સાહિત બનીએ અને એ વખતે તો અંતર બાપોકાર બોલી ઊઠે કે હવે તો મોહરાજનાં સોએ વર્ષ

પૂરાં કરી નાંખીશ. આ આરાધનાનો એટમબોમ્બ સાચે એના ભૂક્કા બોલાવી દેશે! પણ....

પણ એ સફેદ શયતાન સાચે જ દુર્ધર્ષ બન્યો છે; સાચે જ અજેય લાગે છે.

આ વખતનો મારો પરાજય મને નિરાશામાં તાણી રહ્યો છે. આ પરાજયે મારાં અરમાનોને ધૂળમાં મેળવી નાંખ્યાં છે! મુનિજીવનનાં તેર વર્ષ વીતી ગયાં! આવી તો પીછેહઠ અનેકાનેક વખત થઈ!

હવે આંતર નિરીક્ષણ કરીને એ વાત શોધી જ કાઢવી જોઈએ કે આવા પરાજયોની હારમાળા સર્જવા પાછળ કયું રહસ્ય છે? કયી એવી નબળી કડી છે? કયું તત્ત્વ ખૂટે છે?

જ્યારે જ્યારે તમ્મર લાવી દે એવા પરાજયની તમાચ પડે છે ત્યારે આ ભાન આવે છે. માંહ્યલો જાગે પણ છે. પણ અફસોસ! ફરી એ જ અઘોરનિદ્રામાં આળોટી જાય છે. પણ હવે તેમ નહિ ચાલે. અનંત કાળની કારમી ભાવદરિદ્રતાને ફેડવાના શ્રીગણેશ આ જીવનમાં મંડાઈ જ જવા જોઈએ. પરાજયના કારણોની તપાસ કરવી જોઈએ.

શું શરીરની નબળાઈ કામ કરતી હશે? ના, જરાય નહિ. એની લાંબી ચર્ચામાં મારે ઊતરવું નથી. પરંતુ એ નક્કર સત્ય છે કે શરીર મારા પરાજયોનું કારણ નથી જ.

તો મનની નબળાઈ? તે ય નહિ. કદાચ મનની નબળાઈને કોઈ ભોળા હૈયાથી પરાજયોના કારણ તરીકે

આગળ ધરી દે. પણ સમજણની દુનિયામાં તો હજી કાંઈક જૂદું જ જણાય છે.

વાતાવરણની અસર? ના, હરગીજ નહિ. વાતાવરણમાં તો ઉત્તમોત્તમ કોટિની આરાધનાઓ મહેકી રહી છે. એની સોડમ લેતાં કોઈ અટકાવે તેમ નથી.

તો શું કર્મ બળવાન છે? છટ્! એકદમ કર્મની વાત! નબળા દુબળાઓની એ ઢાલ! ધર્મના પુરુષાર્થ–પ્રધાનમાર્ગે આ ઢાલ તદ્દન બુઠ્ઠી સાબિત થાય તેમ છે. રાંડીરાંડ ડોશીઓ લમણે હાથ દઈને કરમની કથા કરે, તે તેમને શોભે! પુરુષ! અને તે એકદમ કર્મની કથા કરે! તે ય જરાતરામાં! અસંભવ!

તો પછી આ પરાજયોનું મૂળ કોણ? દરેક દાવપેચમાં મોહને જ વિજય આપનાર, એને જ ખડખડાટ હસતો દેખાડનાર, એની હિમાલયન હથેલીમાં વહેંતિયાની જેમ આત્માને રમાડનાર કોણ?

આજે પ્રાપ્ત થયેલા અઘોર પરાજયે મને આ પ્રશ્નનો ઉત્તર આપ્યો છે. બીજા કદાચ મારા વિચારને સંમત ન પણ થાય પરંતુ મને જે સંવેદન થયું છે તેમાં કોઈ સંદેહ નથી એટલું તો નિશ્ચિત જણાય છે.

બધાય પરાજયોનું મૂળ લાગે છે અહંકારની ભાવના! કર્મમાં અહંત્વની બુદ્ધિ! 'હું કરું છું.' 'મારા બળથી કરું છું' એવું અઘોર મિથ્યાભિમાન! નિષ્કામકર્મયોગની આરાધનાનો અભાવ!

જ્યાં દેવગુરુને સમર્પણ ન હોય, જ્યાં ત
ધનાની પાછળ દેવગુરુની યાદ ન હોય, ત્યાં '
જ! અને અહંનો નાદ જે શ્વાસોચ્છ્વાસમાં ઘૂ
ત્યાં મોહપરાજયની અભિલાષા વાંઝણી જ રહે!

મને આ વાત નિશ્ચિતરૂપે સમજાય છે. આપ
આપણી તમામ પ્રવૃત્તિ પાછળ ભગવદનુગ્રહના બળને
વિચાર સુદ્ધાં કરતાં નથી. તમામ આરાધનાની આછીપાતળી
પણ સફળતા ભગવદનુગ્રહથી જ છે એ વિચાર માત્ર
સ્વના મિથ્યાભિમાન ભાવનો સંપૂર્ણ ભૂક્કો બોલાવી દે છે.

દેવગુરુને સમર્પિત થવું; પોતાનું માનેલું સઘળુંય તેમને સમર્પણ કરવું એ બે ભાવો તમામ આરાધનાઓની સફળતાનાં હેતુ છે, જ્યાં આ બે ભાવ નથી ત્યાં જે કોઈ અનુષ્ઠાનાદિ થાય ત્યાં પીછેહઠ અને પરાજય સિવાય બીજું કશુંય સાંપડવાનું નથી. અનંતકાળની ચોર્યાસીની પિલામણના મૂળમાં આ એક જ વાત પડી છે. જે સમજશે તેના ભવ ફેરા અવશ્ય મટશે. બાકીના માથું પછાડીને, ખોપરી ફાડી નાંખીને મોતને ભેટે તોય કશુંય પામે તેમ નથી.

સાધના એટલે અહંકારના વિલોપનની આરાધના!
અહંકારનું વિલોપન એટલે આત્મવિલોપન! એ આત્મવિલો
ભગવદનુગ્રહની અનુપ્રેક્ષાથી જ શક્ય છે. વિરાટ સા
જેમ સરી જતી મીઠાની પૂતળી એકરસ થઈ જઈ
આત્મવિલોપન કરે છે તેમ શિવમાં જીવ એકર
જોઈએ. શિવમાં જીવે એકરસ થવું હોય તો મીઠાના

પૂતળીશા જીવે અનુગ્રહના સાગરમાં વિલીન થયે જ છૂટકો છે.

ઇતર દર્શનમાં ઇશાનુગ્રહને અને પરમાત્મભક્તિને જે પ્રાધાન્ય આપ્યું છે તે સાપેક્ષદૃષ્ટિએ અત્યંત સન્માનનીય છે. અહંકારની પાપિષ્ઠ ભાવનાનો સર્વનાશ થાય નહિ ત્યાં સુધી કોઈ પણ અનુષ્ઠાન મોતનો પરાજય કરી શકે નહિ. અને અહંનું વિલોપન ભગવદ્‌ભક્તિ વિના શક્ય જ નથી.

શૈવમાર્ગમાં જે ભક્તિયોગને વિકસાવવામાં આવ્યો છે તે ભક્તિયોગની આપણે ભારે ઉપેક્ષા કરીએ તો તે યોગ્ય નહિ ગણાય. શાસ્ત્રસાપેક્ષ રહીને ભગવત્સમર્પણની ભાવના જેટલા વધુ બળથી જીવનમાં અપનાવીએ તેટલા બળથી તેને નિતાન્ત અપનાવી લેવી જ જોઈએ એમ લાગે છે. ભગવદનુગ્રહના વિચારથી વિધર્મી ભક્તજનોમાં ભક્તિરસની જે જમાવટ સાંભળવા મળે છે તેવી જમાવટ આપણે ત્યાં પણ સાપેક્ષભાવે આવશ્યક તો ખરી જ.

ભગવદનુગ્રહનો વિચાર જ જીવને શિવ બનાવવા જોગી નમ્રતા, લઘુતા કે સરળતા સાધી આપે છે. ટૂંકમાં 'અનુગ્રહ' પદાર્થને આપણે આત્મસાત્ કરવો જોઈએ. "દેવગુરુના અનુગ્રહથી જ હું કાંઈક કરી શકું છું. એના અનુગ્રહ વિના મારાથી કશુંય બની શકે એમ નથી." એ વિચાર જીવંત રહેવો જોઈએ. આનાથી 'અહં' કપાશે, આત્મવિલોપનની આરાધના મૂર્ત્ત બનશે.

જેમના જીવનમાં અનુગ્રહનો વિચાર સુદ્ધાં નથી ત્યાં

ભગવદ્ભક્તિ તો હોય જ શાની? અને એ ભક્તિ વિના 'અહં' નું વિલોપન પણ ક્યાંથી હોય? 'અહં'ના વિસર્જન વિનાની સઘળી આરાધનાઓ સંસારવર્ધક બન્યા વિના રહે ખરી? જ્યાં ભક્તિયોગ નથી ત્યાં નિષ્કામ કર્મયોગ અશક્ય છે. કર્મયોગ વિનાનો જ્ઞાનયોગ પણ નકલી છે. એટલે તમામ ધર્મપુરુષાર્થનું મૂળ છે ભગવદનુગ્રહને ઝીલતા રહેવો તે. સઘળું પરમાત્માને સમર્પિત કરવું એ જ.

જે ઉત્તરોત્તર વધુ ને વધુ નમ્ર બને, લઘુ બને, ઋજુ બને તે જ ભગવદનુગ્રહને અને ભગવદ્ભક્તિને પામ્યો કહેવાય.

જેના પ્રત્યેક અનુષ્ઠાનોમાં અહંકાર ગર્જતો રહે તેના જીવનમાં, મનમાં, તનમાં કે દિલમાં ભગવદનુગ્રહ ઝિલાઈ રહ્યો છે એમ તો કેમ માની શકાય?

તો હવે મોહના કારમા પરાજયથી આપણે બચવું જ હોય, અનુષ્ઠાનોની કઠોર આરાધનાઓને નિષ્ફળ કે વિફળ બનતી જતી અટકાવવી હોય તો સઘળું પરમાત્માના અનુગ્રહ ઉપર છોડીએ.

"જે કાંઈ મારાથી થાય છે તે માત્ર દેવગુરુના અનુગ્રહથી થાય છે." એ વિચાર આત્મસાત્ કરીએ.

અને આ તદ્દન સત્ય હકીકત છે કે પરમાત્માના અનુગ્રહ વિના માત્ર આપણા બળથી મહાભયાનક મોહને મહાત કરી દઈએ એ કદાપિ શક્ય નથી. માટે હવે એવી અહંકાર-પ્રચુર ભાવનાઓનો નાશ કરી અવિનાશીના ચરણે જઈએ. એમનો અનુગ્રહ ઝીલતા રહીએ.... મોહ વિજેતા બનીએ.

[૧૨]

## અનુગ્રહ પદાર્થ

હવે અનુગ્રહ એટલે શું એ વાત વિચારીએ. પૂ. ઉપાધ્યાયજી મહારાજાએ સદાજ્ઞાભ્યાસ–સદાજ્ઞાનું પાલન એને જ અનુગ્રહ કહ્યો છે. આપણા જીવનમાં જિનાજ્ઞાનું અંશે કે અધિકાંશે જે પાલન તે જ ભગવદનુગ્રહ છે.

ઉપમિતિકારે નિરુપચરિતનયથી સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે માર્ગાનુસારિતાદિ ભાવો પણ ભગવદનુગ્રહ વિના પ્રાપ્ત થતાં જ નથી. માર્ગાનુસારિતાદિ ભાવો એ વસ્તુતઃ જિનાજ્ઞાભ્યાસ સ્વરૂપ જ છે. તો શું તે ભાવો એ જ અનુગ્રહ છે? કે અનુગ્રહથી એ ભાવો પ્રાપ્ત થાય છે? આ બેય અર્થોનો સમન્વય કરવા માટે એમ કહી શકાય કે 'સદાજ્ઞાભ્યાસ એ જ ભગવદનુગ્રહ' એવું જે વચન છે તે, કાર્યમાં કારણના ઉપચારરૂપ છે. અર્થાત્ ભગવદનુગ્રહ એ કારણ છે અને એનાથી સદાજ્ઞાભ્યાસ પ્રાપ્ત થાય છે.

શ્રી લલિતવિસ્તરામાં પણ નિરુપચરિતનયથી ભગવદનુગ્રહને સર્વપ્રધાન કારણ કહ્યું છે. આ વસ્તુસ્થિતિ છે કે

ભગવદનુગ્રહ અવશ્યમેવ પ્રાપ્ત થાય છે અને તેનાથી જ ભવ્યાત્માઓ સદ્દાજ્ઞાભ્યાસનું બળ પ્રાપ્ત કરે છે. એટલે આ વસ્તુસ્થિતિનો ઈન્કાર, તિરસ્કાર કે ઉપેક્ષા કરીને આરાધનાના જીવનને આપણે કદાપિ પામી શકીએ નહિ.

ભગવદનુગ્રહથી જ આરાધના–સદાજ્ઞાભ્યાસ સાધી શકાય એવો હૃદયથી સ્વીકાર હોય તો જ આરાધના સફળ બને. આવા હાર્દિક સ્વીકાર વિનાની–ઈન્કારવાળી કે ઉપેક્ષાવાળી કોઈ પણ આરાધના મોહની તમાચ ખાઈને ધૂલિસાત્ થશે જ થશે.

રે ! આ તે કેવી વાત ! વ્યાકરણમાં વિશારદ થયા ત્યાં અધ્યાપકનો અનુગ્રહ માનીએ અને ભગવંતનો અનુગ્રહ ન માની શકીએ ? ઘોર તપ સાધ્યો ત્યાં ઉત્તરપારણાના ચુરમાના લાડુનો અનુગ્રહ માન્યો ! પારણું પણ સુંદર થવામાં મગના પાણીનો અનુગ્રહ માન્યો અને ભગવંતનો અનુગ્રહ ક્યાંય નથી માનવો ? બગડેલું આરોગ્ય સારું થતાં ડૉક્ટરનો અને ઔષધનો અનુગ્રહ માની શકાય પણ ભગવદનુગ્રહ અસંભવિત લાગે !

આ જીવલેણ ભ્રમે તો જીવના અનંત જીવનોને બરબાદ કર્યાં ! મોહના સઘળા દાવપેચ આબાદ કર્યાં ! હજુ પણ એ ભયાનક ભ્રમ ઊભો રહેશે ! જે અનુગ્રહ સર્વ લૌકિક અનુગ્રહોમાં વ્યાપ્ત છે તેને જ ભૂલીને ક્યાં ભટકીશું ? હજી લૌકિક અનુગ્રહો ઉપચરિતનયથી માનવાના છે જ્યારે ભગવદનુગ્રહ તો નિરુપચરિતનયથી સ્વીકારવાનો છે.

જ્યાં સુધી આ વિચાર જીવંત નહિ બને, ત્યાં સુધી આરાધનાઓનો કદાચ યોગ થશે પણ ક્ષેમ તો શક્ય જ નથી. ભગવદનુગ્રહને પામ્યા વિના–ઝીલ્યા વિના–સ્વીકાર્યા વિના જે કોઈ ઉપાસના થશે તે બધી જ ગમે ત્યારે ખતરારૂપ નીવડશે, ગમે તે પળે વિષયોની આંધી પ્રગટાવનારી કે કષાયોની હોળી સળગાવનારી બનશે.

હજી પણ આપણે આ ભયાનક ઉદાસીનતાથી મુક્ત બનીએ અને મનોમન આપણા અંતરાત્માને બાપોકાર જણાવીએ કે 'હુંકાર' ના હથોડાના સતત મારાથી મારી આરાધનાઓ જર્જરિત બની છે; નિષ્પ્રાણ બની છે. નિષ્ફળ ગઈ છે; એટલું જ નહિ, ઉચ્ચતમ આરાધનાઓ પણ એકાએક પટકાઈ પડી છે. જીવનને વાસનાઓના વિષથી વ્યાપ્ત કરી ચૂકી છે."

મારા બળથી ! આરાધના ?

મારા બળથી ! મહામલ્લ મોહનો પરાજય ?

શક્ય છે ? જરાય નહિ. પરમેષ્ઠિ ભગવંતોના પરમોચ્ચ અનુગ્રહથી જ હું સઘળું કરી શકું ! આ ભાવ વિના કોઈની પણ મુક્તિ થઈ નથી. તેમ મારી પણ થવાની નથી.

આ વિચાર સતત અંતરમાં ઘૂંટવો પડશે. આજે આપણે દેવગુરુના અનુગ્રહને ભૂલ્યા છીએ એથી જ વારંવાર આરાધનાઓના બેકાબૂ કૃત્રિમ આવેગો અને કૃત્રિમ આવેશોમાં પછડાટ ખાઈ ગયા છીએ ! નિરાશ અને નિષ્ક્રિય બન્યા છીએ. અને એ નિરાશા અને નિષ્ક્રિયતાની પળોમાં ન કલ્પી શકાય એટલાં પાપો પેસી પણ ગયાં છે !

જ્યાં સુધી આ વિચાર જીવંત નહિ બને, ત્યાં સુધી આરાધનાઓનો કદાચ યોગ થશે પણ ક્ષેમ તો શક્ય જ નથી. ભગવદનુગ્રહને પામ્યા વિના-ઝીલ્યા વિના-સ્વીકાર્યા વિના જે કોઈ ઉપાસના થશે તે બધી જ ગમે ત્યારે ખતરારૂપ નીવડશે, ગમે તે પળે વિષયોની આંધી પ્રગટાવનારી કે કષાયોની હોળી સળગાવનારી બનશે.

હજી પણ આપણે આ ભયાનક ઉદાસીનતાથી મુક્ત બનીએ અને મનોમન આપણા અંતરાત્માને આપોકાર જણાવીએ કે 'હુંકાર' ના હથોડાના સતત મારાથી મારી આરાધનાઓ જર્જરિત બની છે; નિષ્પ્રાણ બની છે. નિષ્ફળ ગઈ છે; એટલું જ નહિ, ઉચ્ચતમ આરાધનાઓ પણ એકાએક પટકાઈ પડી છે. જીવનને વાસનાઓના વિષથી વ્યાપ્ત કરી ચૂકી છે."

મારા બળથી ! આરાધના ?

મારા બળથી ! મહામલ્લ મોહનો પરાજય ?

શક્ય છે ? જરાય નહિ. પરમેષ્ઠિ ભગવંતોના પરમોચ્ચ અનુગ્રહથી જ હું સઘળું કરી શકું ! આ ભાવ વિના કોઈની પણ મુક્તિ થઇ નથી. તેમ મારી પણ થવાની નથી.

આ વિચાર સતત અંતરમાં ઘૂંટવો પડશે. આજે આપણે દેવગુરુના અનુગ્રહને ભૂલ્યા છીએ એથી જ વારંવાર આરાધનાઓના બેકાબૂ કૃત્રિમ આવેગો અને કૃત્રિમ આવેશોમાં પછડાટ ખાઇ ગયા છીએ ! નિરાશ અને નિષ્ક્રિય બન્યા છીએ. અને એ નિરાશા અને નિષ્ક્રિયતાની પળોમાં ન કલ્પી શકાય એટલાં પાપો પેસી પણ ગયાં છે !

હજી નથી ચેતવું ?

હજી પણ એ સનાતન સત્યનો સ્વીકાર નથી કરવો ?

હજી પણ એ વિચાર પ્રત્યે ઉદાસીન રહેવું છે ?

યાદ રાખજો....નહિ ટકી શકો, નહિ ઊભા રહી શકો એનાં ભયંકરમાં ભયંકર પરિણામોની સામે !

અનુગ્રહ યત્નસાધ્ય છે. પણ નિગ્રહ તો સાહજિક છે. અનુગ્રહ ઝીલવાથી પ્રાપ્ત થાય છે. નિગ્રહ તો અનુગ્રહ ન ઝીલો એટલે આપોઆપ ત્રાટકે છે.

ધર્મમહાસત્તા અહંકારના ભાવને બરદાસ્ત કરી શકતી નથી. ધર્મમહાસત્તા પ્રત્યેની જીવંત ઉદાસીનતાને કર્મસત્તા સહી શકતી નથી. ચોમેર પવન વાતો હોય છતાં બારી બારણાં બંધ રાખીને બેસી રહેનારને એ વાયુના સ્પર્શનો લાભ મળી શકતો નથી. જે બારી ખોલવાનો યત્ન કરે છે એ જ વાયુનો લાભ મેળવી શકે છે. એ જ રીતે ભગવદનુગ્રહ સતત સહજ રીતે વિદ્યમાન છે પરંતુ એની સન્મુખ થવાનો જે ભાવ તે બારીને ખોલવાની ક્રિયા છે. જે અનુગ્રહને માને-પામે અને ઝીલે તેને જ અનુગ્રહ પ્રાપ્ત થાય.

અહીં પણ એક વાત સમજી લઈએ કે અનુગ્રહ પરમાત્મા કરે છે. પરંતુ નિગ્રહ વસ્તુતઃ પરમાત્મા કરતા નથી. એ આપણી જાતે જ થઈ જનારી વસ્તુ છે. સૂર્ય પ્રકાશ આપીને પગમાં લાગેલો કાંટો કાઢવામાં મદદગાર બને છે પરંતુ પ્રકાશ છતાં કાંટો વાગી જાય તો તેમાં સૂર્યનો દોષ નથી કિન્તુ ચાલનાર વ્યક્તિના પ્રમાદનો દોષ છે.

ભગવદનુગ્રહને જેટલો ઝીલીશું તેટલો લૌકિક અનુગ્રહ ઝીલવાનો ભાવ મંદ પડતો જશે અને તેની સાથે નસેનસમાં વ્યાપી ગયેલું અહંત્વનું વિષ પણ ઊતરવા લાગશે. ત્યાર બાદ જે ઉપાસના થશે એ સદૈવ ફલવતી બનશે. એમાં પીછેહઠ કે પરાજયની શક્યતા જ નહિ રહે.

મહામોહની સામે અનુગ્રહનો ભાવ જ બાથ ભીડી શકે. આપણા જેવાના કાયિક બળ, દૂધ વગેરેના પાન, લાખો શ્લોકોનો કોરા હૈયાનો સ્વાધ્યાય કેટલી લડત આપી શકે? અનંત આવરણપ્રચુર આ આત્માનું બળ કેટલું? સર્વથા નિરાવરણ વિશુદ્ધ પરમાત્માનું-તેમના અનુગ્રહનું-અનુગ્રહના ભાવને ઝીલ્યાનું બળ કેટલું? અનંતબલી મોહ છે! માટે અનંતબલી ભગવદનુગ્રહ જ તેને હંફાવી શકે! હરાવી શકે! હણી શકે! અલ્પબલી-અબલી-આપણે તો નહિ જ નહિ.

જ્ઞાનસારમાં કહ્યું છે કે અચરમાવર્તકાળમાં તો મોહ (કર્મ વિપાક) ઉઘાડેછોગે જીવને બનાવી જાય. જ્યારે ચરમાવર્તકાળમાં કોઇ છિદ્ર શોધી કાઢીને, એમાં પેસી જઈને, જીવાત્માને થાપ આપે. આપણે ક્યાં છીએ તે વાત જવા દો; પણ એ વાત કદી વીસરશો નહિ કે કેટલીક વાર વધુ ભયાનક સ્થિતિમાં પટકવા માટે જ મોહરાજ ઉચ્ચતમ સ્થાનોની ભેટ ધરે છે. સંયમી મનાવી દઈને અસંયમના પશ્ચાત્તાપોથી વંચિત રખાવી સંયમી તરીકેનાં માનપાન અપાવી, જીવજીવનને હતપ્રહત કરી નાંખવામાં ઘણી સારી સફળતા મેળવી જાય છે.

જેટલો દરજ્જો ઊંચો એટલી જવાબદારી ભારે. પર્વત

ઉપર જેટલું ઊંચું આરોહણ! અધઃપતન એટલું જ ભયાનક! આ વસ્તુસ્થિતિ છે. કોઈ એનો ઇન્કાર કરશો મા. ઇન્કારની બુદ્ધિ પાછળ પણ એ મહામલ્લ મોહનું જ સંચાલન છે એ ભૂલશો મા! આ હકીકતનો જે સ્વીકાર કરશે તે જ પોતાના જીવનની કક્ષાને સ્પષ્ટરૂપે સમજી શકશે. અને તે જ જીવલેણ ભ્રમોના વમળમાં અટવાઈ ગયેલા જીવનનાવને ઉગારી લેવા માટે કરુણ કલ્પાન્ત કરતો, આગભરી યાતનાઓ સાથે ગગનને ચીરી નાંખતી, મર્મને વીંધી નાંખતી ચીસો પાડીને ભગવદનુગ્રહની યાચના કરશે. ભયાનક પરિસ્થિતિનો ખ્યાલ જેટલો સ્પષ્ટ એટલી ભગવદનુગ્રહની યાચના સ્પષ્ટ: આ રીતે ભગવદનુગ્રહ તરફ દૃષ્ટિ કેન્દ્રિત થશે તો જ ભગવદ્ભક્તિ જાગશે.

પછી એ ભક્તનું અંતર ભગવદ્‌ના લોકોત્તર આશ્લેષમાં એવું તો એકાકાર બનશે કે પછી ત્યાં તુચ્છ વાતો, લૌકિક અનુગ્રહો, તુચ્છ રીસ અને રીઝનાં તોફાનો, બાલિશ પ્રવૃત્તિઓ– કશુંય આડી નહીં શકે.

આપણે આ તુચ્છરસોથી વિરમવું છે? રાગરોષની કારમી ઉકળાટભરી સ્થિતિથી મુક્ત થવું છે? રતિઅરતિના તુચ્છ ભાવોના તિવ્ર સંતાપથી બચી જવું છે? અનુષ્ઠાનોની કઠોર આરાધના સુંદર રીતે આરાધવી છે?

તો એક જ ઉપાય છે. આપણે લોકોત્તર અનુગ્રહના રસરાજનો આશ્લેષ પામીએ. વિરાગભાવની સ્પર્શના કરીએ અને ભક્તિની રતિ અનુભવીને જગતની તમામ દીનતાની કંગાળતીમાંથી સદા માટે ઉગરી જઈએ.

[૧૩]

## અન્યોન્યાશ્રયનો વેધ

આ કેવો જબ્બર અન્યોન્યાશ્રય !

વીતરાગદેવની પ્રીતિ-ભક્તિ જાગ્યા વિના વિષય કષાયોની વાસનાઓ શમે તેમ નથી. અને વિષયકષાયોની વાસનાના શમન વિના વીતરાગભક્તિ જાગે તેમ નથી. વાસનાઓ શમે તો જ ભક્તિભાવ જાગે અને ભક્તિભાવ જાગે તો જ વાસનાઓ શમે. વાસનાઓની શાંતિ વિના ભક્તિ નહિ, ભક્તિ વિના એ શાંતિ સંભવે નહિ.

ન્યાયની ભાષામાં આને અન્યોન્યાશ્રય કહેવાય છે. આ વાતને સમજવા માટે એક સરળ દૃષ્ટાન્ત લઈએ. માત્ર દબાવવાથી બંધ થઈ જાય એવું તાળું રૂમને લગાવી દીધું. ચાવી રૂમમાં જ રહી ગઈ. હવે રૂમ ઉઘડે શી રીતે? તાળું ખૂલે તો જ ચાવી મળે! ચાવી તો રૂમમાં રહી ગઈ છે. તાળું ખૂલ્યા વિના ચાવી મળે શી રીતે? પણ ચાવી મેળવ્યા વિના તાળું ખૂલેય શી રીતે? આ લૌકિક અન્યોન્યાશ્રય થયો અને પેલો લોકોત્તર અન્યોન્યાશ્રય બન્યો!

અનંતકાળથી સંસારમાં ભટકી જ રહ્યા હોઈએ તો તેમાં આ અન્યોન્યાશ્રય કારણ બન્યો લાગે છે. અનંતકાળથી પાછળ પડેલી વાસનાઓ શાંત થતી નથી કેમકે વીતરાગ-ભક્તિ જાગતી નથી અને વીતરાગભક્તિ જાગે તેમ નથી કેમકે વાસનાઓ શમતી નથી. શાંતિ વિના ભક્તિ નહિ, ભક્તિ વિના શાંતિ નહિ.

શી રીતે ભેદવો આ અન્યોન્યાશ્રય? જો સદૈવ આ જ સ્થિતિ ઊભી રહેનારી હોય તો અનંત આત્માઓ મુક્તિ-પદને પામ્યા શી રીતે? આ અન્યોન્યાશ્રયને ભેદ્યા વિના તો એક પણ આત્મા મુક્તિપદ પામી શકે જ નહિ. વાસનાઓની શાંતિ ન હોય ત્યાં મુક્તિ કેવી? વીતરાગની ભક્તિ ન હોય ત્યાં શાન્તિ કેવી? તો શી રીતે ટાળ્યો હશે આ અન્યોન્યાશ્રય?

રાધાવેધ સાધવાનું તો હજી ઘણું સહેલ છે પણ આ અન્યોન્યાશ્રયનો વેધ કરવાનું કાર્ય તો અત્યંત દુષ્કર છે. શી રીતે આ વેધ થતો હશે? અન્યોન્યાશ્રયનો વેધ ન થાય તો ક્યારે પણ મુક્તિ શક્ય નથી અને મુક્તિ તો અનંત આત્માઓની થઈ જ છે. માટે અન્યોન્યાશ્રયના વેધનું સાધન તો જરૂર કોઈ હોવું જ જોઈએ.

જે ઓરડામાં ચાવી રહી ગઈ અને તાળું વસાઈ ગયું તે ઓરડો સદાને માટે બંધ જ રહેતો નથી; પણ લુહારના હથોડાથી તાળું તોડી નાંખતાં એ તાળા-ચાવીનો અન્યોન્યાશ્રય વીંધાઈ જાય છે.

એવું કંઇક આ લોકોત્તર અન્યોન્યાશ્રયમાં બનવું તો જોઈએ જ. તે શું બનતું હશે? કોણ હશે લુહાર? શેનો હશે એ હથોડો? શી રીતે મળશે એ હથોડો? આ ત્રણેય પ્રશ્નોના આ રહ્યા ત્રણ ઉત્તરો!

ગુરુ (માતા) એ લુહાર છે. ગુરુકૃપા એ હથોડો છે અને ગુરુભકિત એ ગુરુકૃપાને મેળવવા માટેનું મૂલ્ય છે. ગુરુકૃપા જેને પ્રાપ્ત થાય એના ચિત્તમાંથી કાં તો વિષયરતિ નાસી છૂટે અથવા તો એના ચિત્તમાં વીતરાગ-ભકિત જન્મી ચૂકે. બેમાંથી ગમે તે એક આવી જાય. પછી તો એનાથી બીજી વસ્તુ પણ હાથવેંતમાં જ દેખાય.

ગુરુકૃપા જ મોહનીયકર્મનો ક્ષયોપશમ કરી શકે.

ગુરુકૃપા વિનાના ત્યાગતપાદિ કોઈ પણ યોગ સાધો, પણ તેથી મોહનીય કર્મનો ક્ષયોપશમ થઈ શકે જ નહિ. એવી મારી દૃઢ સમજ છે અને એ મોહનીયના ક્ષયોપશમ વિના સાચી વિષયવિરકિત અથવા તો વીતરાગભકિત જન્મ પામે જ નહિ.

એના જન્મ પછી મુકિત તો હાથવેંતમાં જ દેખાય. પણ આ ગુરુકૃપા મળે શાથી? કોના બદલામાં ગુરુકૃપાની પ્રાપ્તિ શકય છે? ગુરુભકિતથી જ ગુરુકૃપા પ્રાપ્ત થાય છે. શાથી? કેમકે ગુરુ છદ્મસ્થ છે; સરાગી છે. ભક્ત ઉપર એમનો પ્રશસ્તરાગ અવશ્ય થાય. રાગ થયા વિના ન જ રહે. એ રાગ જ કૃપાનું સ્વરૂપ છે અને એ કૃપાનું અમી જ શિષ્ય ઉપર ઊતરે છે.

ઉપકારી માતા પ્રત્યેના અનંત ઉપકારોની યાદ અંતરને બહુમાનથી ભરી દે અને છલોછલ ઊભરાઇ જતો એ બહુમાનનો ભાવ ભકિતના રૂપમાં ફેરવાઈ જઈ ચોમેર પથરાય. એટલે બહુમાનના પ્રકર્ષ વિના ભકિત સંભવે નહિ. ભકિત (કાયિક ગુરુસેવા) વિના ગુરુકૃપા સંભવે નહિ. કૃપા વિના પેલો અન્યોન્યાશ્રય વીંધાય નહિ. એના વેધ વિના સંસારના સંતાપ કદાપિ મીટે નહિ.

અંતિમ લક્ષ્યને આંબવું છે? તો અંતરને માતાના ઉપકારોની યાદથી ભરી દો! પછી તમારે કશુંય કરવાની જરૂર નથી. બળવાન કારણ હાજર થતાં કાર્ય થઈ જ જશે. એ કાર્ય પણ કારણ બનીને એનું કાર્ય કરી જ દેશે; એમ અંતિમ લક્ષ્ય આબાદ વીંધાઈ જશે. તો હવે પૂછો અંતરાત્માને કે વિષયોની રતિ એને ખૂબ કઠે છે? વીતરાગની ભક્તિનો અભાવ લમણામાં સખત પીડા ઉત્પન્ન કરે છે?

જો હા, તો એ ત્રાસ અને એ પીડામાંથી મુક્ત થવા માટેના એક જ માત્ર ઉપાયને–ગુરુકૃપાને સાધી લો. એની ખાતર ગમે તેટલી કિંમત ચૂકવવી પડે તો તેમાં શી મોટી વાત છે? રે! જીવનની ખેતી કરી નાખો. ત્યાં આંસુનાં જળ સીંચી નાંખો, પશ્ચાત્તાપનાં તિગ્મ કિરણો સર્વત્ર પાથરી દો, શુભસંકલ્પોના વાયુ ચોમેર ફૂંકાવી મૂકો. ખેતી સારામાં સારી થશે. ફળ મબલખ આવશે. વિશ્વાસ રાખો. અવિશ્વાસને આ દુનિયામાં સ્થાન નથી.

અનંતકાળની ત્રાસમય યાતનાઓનું જેટલું સ્પષ્ટ

દર્શન થશે એટલું જ એ સ્પષ્ટ સમજાશે કે હવે આ જીવન તો અંતિમ જીવન બની રહે તો સારું! હવે તો જાણ્યા પછી નહિ ખમી શકાય વૈતરણીના ત્રાસ! નહિ સહી શકાય પશુ જીવનની કરુણ હોનારતો! અને એથીય વધુ ભયાનક એ જીવનનું મોત!

એ સમ્યગ્દષ્ટિ આત્માની વિચારધારા તો આથીય આગળ વધે છે, એને મન તો એથીય વધુ ભયાનક છે એ. દુઃખોની જનેતા દેવમાનવગતિનાં સુખો કે જેને સહવાનું કામ તો ખૂબ જ દુઃશક્ય છે.

સાતમી મહાતમા નારકના ઘોર સીતમ હજી સારા. પણ મર્ત્યાદિલોકની મોહિની તો ઘણી ભૂંડી! ગમે તે રીતે આ સુખદુઃખના આશ્લેષોથી મુક્ત થવું જ જોઇએ. એ ખાતર જે કાંઈ જરૂરી હોય તેને મેળવી લેવા લોહીના છેલ્લા બૂંદ સુધી તમામ યત્નો કરી જ છૂટવા જોઈએ.

જેના મનમાં આવાં ભીષણ પરાક્રમ સાધવાની વેદનાઓ જાગે છે. જીવલેણ પરાક્રમ સાધી લેવા જે તલપાપડ થઇ જાય છે તે જ આત્માની નજર સર્વસંતાપહારિણી-ગુરુ-કૃપા તરફ દોડી જાય છે. એને જ એ સર્વરોગની એક માત્ર સફળ ઔષધિ તરીકે જોવા લાગે છે અને પછી એ ખાતર જાનફેસાની કરવા સજ્જ બની જાય છે.

નજરે ચડયા જ કરે તો ભક્તિનો સ્વચ્છભાવ જાગે એ પણ શક્ય નથી. સ્વચ્છભક્તિ વિના ગુરુકૃપા પણ શક્ય નથી.

સમજી રાખજો કે ગુરુકૃપા હોય તો ભક્તિના ભાવ જાગે એ વાત તદ્દન ખોટી છે. સાચી વાત એ જ છે કે ભક્તિ હોય તો જ કૃપા મળે કેમકે ગુરુ રાગી છે. ગુરુનો રાગભાવ શિષ્યને માટે તો શ્રેયસ્કર બને છે. શિષ્યની ભક્તિ કૃપા વધારતી જાય અને ગુરુની કૃપા ભક્તિ વધારતી જાય.

શિષ્યની ભક્તિ ગુરુની કાયાને ઉદ્દેશીને હોય. ગુરુની કૃપા શિષ્યના આત્માને ઉદ્દેશીને હોય. શિષ્યને ચિત્તસમાધિ આદિ જે જાજવલ્યમાન સિદ્ધિઓ કૃપા આપે છે એવી સિદ્ધિ બક્ષવાની તાકાત બીજા કોઈ જ યોગમાં નથી. એ સિદ્ધિનાં સુખ તો જે માણે તે જ પિછાણે.

માત્ર ગુરુકૃપા, વિષયોની આંધળી વાસનાઓના ભૂક્કા બોલાવી શકે. એ કૃપા જ પોતાના વાઘનખથી દાંભિક જીવનની ભાવનાઓનાં અણુ અણુને ચીરી નાંખે. ભક્તાત્મા ચોવીસેય કલાક લગભગ નિર્વિષય અને નિષ્કષાયભાવની સ્પર્શના કરતો રહે અને એ ઉત્કૃષ્ટ ઉપશમના આનંદની અનુભૂતિમાં મસ્તાન રહે. એ અનુભૂતિમાં સમગ્ર જગત એને અનર્થમય, પાપમય અને દુઃખમય લાગતું રહે. માત્ર જગત્પતિ એને સારમય, ધર્મમય અને સુખમય જણાતા રહે. આ બધી સિદ્ધિઓ માત્ર ગુરુકૃપાથી શક્ય છે. કેટલી મહાન આ સિદ્ધિ ગણાય! આવી સિદ્ધિ પ્રાપ્ત થયા પછી સંસારનો તાર લાંબો ખેંચાઈ શકતો જ નથી.

હવે લાગે છે ને કે પેલા અન્યોન્યાશ્રયને ભેદવા માટે આ કૃપાનું જ શસ્ત્ર કામયાબ બને તેમ છે? તો એની ઉપેક્ષા કરી શકાય ખરી? એની ઉપેક્ષા એટલે વસ્તુતઃ આપણા જ સુખની ઉપેક્ષા નહિ ગણાય?

માટે ખમવું પડે તે બધુંય ખમી લઈએ, વેઠવું પડે તે બધું વેઠી લઈએ, રડવું પડે તો રડી લઈએ પણ ગુરુકૃપા મેળવીને જ જંપીએ. ઉપકારી માતાને કોઈ પણ સંજોગોમાં ખોશો નહિ. એની પ્રાપ્તિમાં બધું ખોવાઈ જાય તો ખોવાઇ જવા દેજો. માતા તમારી પાસે હશે તો ખોવાયેલું બધુંય બમણું બનીને પાછું આવશે; હારની બાજી પણ જીતમાં જ પરિણમશે.

જે દી ઉપકારી માતા તમારા કારણે નારાજ થાય એ દી તમારા માટે કાળો દિવસ સમજજો અને એની પ્રસન્નતામાં નિત્ય દિવાળી ઉજવજો.

તમે અને તમારી માતા સિવાય વિશ્વમાં કોઈનું અસ્તિત્વ જ નથી પછી તમારે કોની ખાતર માતાને વેગળાં મૂકવાનાં રહેશે? કોના વિચારો કરવાના રહેશે? કોની સેવા કરવાની રહેશે?

પેલો ગોઝારો અન્યોન્યાશ્રય! આપણા અનંત સુખને ઝેર પાઈને, ગળે ટૂંપો દઈને ખતમ કરનારો એ અન્યોન્યાશ્રય હવે વીંધવો જ હોય તો માત્ર સંતોને જ જે મળી શકે તે ગુરુકૃપા પામ્યે જ છૂટકો છે. અને તે પામવા માટે શ્રેષ્ઠકોટિની ગુરુભક્તિ પણ સાધવી જ રહી.

ગુરુ ભક્તિને કશુંય અસાધ્ય નથી. ગુરુભકત સુખી અને શ્રીમંત કોઈ જ ન હોઇ શકે.

[૧૪]

## રતિ અને મહારતિ

હું આજે એક પ્રશ્ન મૂકું છું. વિષયોથી વિરક્ત થયા બાદ એ વિરક્તિ સદા માટે ટકી રહી છે ખરી? પૂછો અંતરાત્માને. મારો અંતરાત્મા તો ધડાક કરતો નકારમાં જવાબ આપે છે.

વિષયેથી જે વિરક્તિ હતી એ તો સાચી હતી કે પોકળ? જરૂર સાચી હતી. તો પછી શું બન્યું? વિરક્તિનું વલોણું કેમ થઈ ગયું? કઈ એવી ભૂલ થઈ ગઈ? સાંભળો.

વિષયોથી વિરક્ત થનાર જો જ્ઞાનયોગી હોય કે ભકિત-યોગી હોય તો જ એની વિરક્તિ કાયમ ટકે.

વિષયોના સ્વરૂપની આરપાર જોઈ શકનારો અને વિષયોના વિપાકોને આંખ સામે નીરખી શકનારો જ્ઞાનયોગી કહેવાય. આ જ્ઞાનયોગ વિષયોમાં રતિ થવા જ ન દે. જ્યારે ને ત્યારે એની નજરમાં વિષયોના ભયાનક વિપાક તરવરતા રહે, વિષયભોગથી થનારો અગણિત જીવોનો કારમો હત્યાકાંડ એ જોતો રહે. અને તેથી જ વિષયોથી વેગળો જ રહે. અભ્યાસ-

બળે એ વિરક્તિ રોમરોમમાં પરગમી જાય! તદ્દન સહજ બની જાય.

પણ જે જ્ઞાનયોગી નથી, જેની પાસે વિષયોના સ્વરૂપને હૂબહૂ વિચારવા જોગી શક્તિ નથી તેણે વિરક્તિ ટકાવવી હોય તો શું કરવું ? એક જ જવાબ : ભક્તિયોગની સાધના.

વીતરાગ ઉપર મહારતિ એ ભક્તિયોગ છે.

અસીમોપકારી ગુરુદેવ ઉપરની મહાપ્રીતિ એ ભક્તિયોગ છે.

જે દેવગુરુની મહારતિમાં મસ્તાન બને એ ભક્તિયોગી કહેવાય. એ મસ્તાનિયત જગતની તમામ રતિમાં નરી જંગાલિયતનો અનુભવ કરાવે. મહારતિના સ્વામીને વિષય રતિમાં ક્યાંય ચેન ન પડે. સાચો વિરાગી તો મહારાગી હોય દેવનો અને ગુરુનો.

જેને દેવગુરુના મહારાગી બનતાં આવડે તે જ વિષયોનો વિરાગી બની શકે. જેને એ મહારાગ નથી આવડતો એનો વિષયવિરાગ ઝાઝો સમય ટકી શકે જ નહિ.

આયંબિલ કર્યું એટલે સ્થૂલ દષ્ટિએ વિષયોથી વિરક્ત થવાયું. પણ રસનાની રતિને વેગળી મૂક્યા બાદ જો કોઈ ત્યાગની રતિનો આસ્વાદ નહિ મેળવી શકાય તો રસનાની રતિ પાછી આવી જ રહેશે. તપના પારણે ધબડકો વળી જ જશે. રે ! તપ પણ ભોગનું ભોજન બની રહેશે. માટે વિષયોની રતિ મૂક્યા બાદ નિર્વિષયી દેવગુરુની રતિને પકડી જ લેવી જોઈએ. જો તેમાં નિષ્ફળ ગયા તો વિષયરતિ પાછી બાઝી જ પડશે. સંસારસ્થ જીવને રતિ વિના ચાલી

શકે તેમ નથી. એક રતિ છોડે તો બીજીને પકડયે જ છુટકો. વિષયરતિ છોડી. ભલે, પણ હવે તેને વેગળી ને વેગળી જ રાખવી હોય તો દેવગુરુની મહારતિમાં મસ્ત બને જ છુટકો. હવે આપણા જીવન ઉપર દૃષ્ટિપાત કરો. છે ક્યાંય દેવાધિદેવની મહારતિનો અંશ ! છે ક્યાંય ઉપકારી ગુરુદેવ ઉપર ભારોભાર પ્રીતિ !

જો, ના. તો સમજી લેવું કે વિષય વિરાગ વહેલો મોડો મરી પરવારશે. કદાચ ઘણો ખરો મરી પરવાર્યો પણ હશે જ. રહ્યું હશે એ વિરાગને જણાવતું દાંભિક વસ્ત્ર ! એ અંગની એબ ઢાંકે અને સાથે સાથે અંતરમાં ખદબદતી વિષયરતિને ય ઢાંકે ! કોઈ નેય જાણવા ન દે !

જોયું ને? દેવગુરુ પ્રતિ મહારતિ ન કેળવીએ તો જીવન કેવું દંભ પરિપૂર્ણ બની જાય ! હવે સાચે જ આ આપણી સ્થિતિ હોય તો એ કેટલી અસહ્ય, કેટલી ભયંકર, કેટલી અકલ્પ્ય બીના છે ?

આનું પરિણામ ? કેટલું ભયાનક ! આ પ્રવૃત્તિ ? કેવી રૌદ્ર !

અનંતાનંત ઉપકારી જિનેશ્વરદેવોની ઘોર અવજ્ઞા !

ખેર. હજી જાગી જઈએ. જેને નમસ્કાર કરવા માત્રથી અગણિત અનંત પાપરાશિઓનો, પાપવાસનાઓનો ભુક્કો બોલાઈ જાય છે એ પંચ પરમેષ્ઠિ ભગવંતોને આપણા સૌથી વધુ હિતચિંતક કેમ ન માનીએ ? આપણા અનંત ભવોના સર્વ ભાવદારિદ્ર્યને જો કોઈ દફનાવી શકે તો તે એ દેવતત્ત્વ અને ગુરુતત્ત્વ જ છે, તે સિવાય આ વિશ્વમાં કોઈ નથી. તો પછી રતિ ક્યાં થવી જોઈએ ? દેવગુરુ ઉપર કે આપણા

અહિતની કારમી હોનારત સર્જતા આ લોકોના વિષય ભોગો ઉપર !

અત્યંત ખેદની વાત કહું કે દેવગુરુ કરતાંય વિશિષ્ટ રતિ આપણને એ વિષય ભોગોમાં થાય છે ! આપણા શિષ્યાદિ ભક્તગણ ઉપર થાય છે ! દેવગુરુની યાદ કરતાંય એ યાદ આપણને પળ પળ આવે છે ! કિંમત પણ એની જ વધુ સુકાઈ છે. શું આ પણ દેવગુરુનું સજ્જડ અપમાન ન કહેવાય ? આનાં ફળ શાં ? આનો અંત ક્યાં ?

હજી વિરમીએ. હજી આ ઊંધા આંકડાનું ગણિત માંડવાનું બંધ કરીએ. હજી એ તુચ્છ આનંદોની રતિથી વિરક્ત થઈએ. અને જે સાચે જ આપણા પરમહિતૈષી છે ત્યાં જ મહારતિની સાધના કરીએ. તેમને જ ઝૂકી ઝૂકીને નમતા રહીએ. તેમના ભાવ સાન્નિધ્યની ગોદમાં સદૈવ આળોટ્યા કરીએ !

એક જ જીવનની આ મહારતિની સાધના વિષય વિરક્તિને સદા માટે ટકાવી દેશે, વિરક્તને વીતરાગ બનાવીને જ જંપશે.

હવે તો બહુ મોડું થઈ ગયું છે. વેળાસર ચેતીશું તો ઠીક છે, નહિ તો ? ન કલ્પી શકાય તેવા કાળા ડિબાંગ અંધકારમાં અથડાયા કુટાયા સિવાય, અઘોર યાતનાઓ માથે ઝીંકાયા સિવાય કશુંય જોવા મળવાનું નથી.

તો હવે નોંધી લો કે દેવગુરુની મહારતિ વિના વિષય વિરક્ત નહીં ટકે. કોઈ કાળી પળે વિષય રતિ જાગી જશે અને યુગોની આરાધનાનું એક જ પળમાં ધનોતપનોત કાઢી નાંખશે !

અનંત અંધાર ! અનંત યાતના ! અનંત નિરાશા ! અનંત રુદન ! સિવાય કશુંય નહિ મળે.

અહિતની કારમી હોનારત સર્જતા આ લોકોના વિષય ભોગો ઉપર !

અત્યંત ખેદની વાત કહું કે દેવગુરુ કરતાંય વિશિષ્ટ રતિ આપણને એ વિષય ભોગોમાં થાય છે ! આપણા શિષ્યાદિ ભક્તગણ ઉપર થાય છે ! દેવગુરુની યાદ કરતાંય એ યાદ આપણને પળ પળ આવે છે! કિંમત પણ એની જ વધુ મુકાઈ છે. શું આ પણ દેવગુરુનું સજ્જડ અપમાન ન કહેવાય ? આનાં ફળ શાં ? આનો અંત ક્યાં ?

હજી વિરમીએ. હજી આ ઊંધા આંકડાનું ગણિત માંડવાનું બંધ કરીએ. હજી એ તુચ્છ આનંદોની રતિથી વિરક્ત થઈએ. અને જે સાચે જ આપણા પરમહિતૈષી છે ત્યાં જ મહારતિની સાધના કરીએ. તેમને જ ઝૂકી ઝૂકીને નમતા રહીએ. તેમના ભાવ સાન્નિધ્યની ગોદમાં સદૈવ આળોટયા કરીએ !

એક જ જીવનની આ મહારતિની સાધના વિષય વિરક્તિને સદા માટે ટકાવી દેશે, વિરક્તને વીતરાગ બનાવીને જ જંપશે.

હવે તો બહુ મોડું થઈ ગયું છે. વેળાસર ચેતીશું તો ઠીક છે, નહિ તો ? ન કલ્પી શકાય તેવા કાળા ડિબાંગ અંધકારમાં અથડાયા કુટાયા સિવાય, અઘોર યાતનાઓ સાથે ઝીંકાયા સિવાય કશુંય જોવા મળવાનું નથી.

તો હવે નોંધી લો કે દેવગુરુની મહારતિ વિના વિષય વિરક્ત નહીં ટકે. કોઈ કાળી પળે વિષય રતિ જાગી જશે અને યુગોની આરાધનાનું એક જ પળમાં ધનોતપનોત કાઢી નાંખશે !

અનંત અંધાર ! અનંત યાતના ! અનંત નિસાસા ! અનંત રુદન ! સિવાય કશુંય નહિ મળે.

[૧૫]

## આંતર રતિકેન્દ્ર

જ્યારે માટીના દેહે ભગવાં નો'તાં ચડાવ્યાં ત્યારની વાત છે. મારા એકલાની નહિ, કદાચ સૌની–મારા જેવા ઘણાની.

બહારના પ્રદેશોમાં એ વખતે દોડાદોડ કરતું નિર્દોષ મન એક દિવસ એક ધન્ય પળે ગુરુદેવની કૃપાથી જાણે કે ઊંડે ઊંડે કો'ક અગમ્ય પ્રદેશમાં ગરકાવ થઈ ગયું' તું. સમજણની ભાષામાં કહું તો એમ કહેવાય કે અંતર્મુખ બન્યું' તું.

મનના અજ્ઞાત પ્રદેશમાં, તનની વણખેડી ભૂમિમાં આત્મા ચાલ્યો જતો હતો. ત્યાં જોયાં ઝાકઝમાળ ! અને એમ લાગી ગયું કે બહાર તો જે પ્રકાશ દેખાય છે તે પ્રકાશ નથી; ભડકો છે! ઊભાને ઊભા ભડથું કરી નાંખે એવો ભયાનક ! બસ, વાત અહીં જ પતી ગઈ....અંતર્મુખ બનેલા મનને એ ઝાકઝમાળ ગમી ગયા. અને એક દી ગુરુચરણે

લોટી ગયું તન ! આળોટી ગયું મન ! પલોટાઈ ગયું જીવન !

પણ....એ સાહસ હતું. હા, આંધળિયાં તો નો'તા જ ! 'આંધળિયાં કર્યાં' એમ તો ન જ કહેવાય અને કદાચ કહું તોય તેમાં કશું ખોટું નથી.! ગુરુ સાથે સંતાકૂકડીની રમત ચાલી. કોઈક સફળતા મળતી દેખાઈ કે આનંદ આવ્યો ! મન ભરીને એ આનંદરસ લૂંટયો. પછી તો એના નાતે એવો ચડયો કે રસ છોડયો ન છોડાય ! વાપર્યો ન ખૂટે ! ઝાલ્યો ન રહે ! ગુરુદેવે જાણ્યું....સમજાવ્યો, પણ મન ન માન્યું. તન ન નમ્યું. શિર ન ઝૂક્યું. અને અંદરના ઝાકઝમાળ દેખાતા બંધ થયા. મન બહિર્મુખ બન્યું. અંતર્મુખતા વિદાય પામી. બહિર્મુખતાએ વશીકરણ કર્યું !

એક મુખ નહિ; દશ મુખ નહિ; શતમુખ, સહસ્રમુખ વિનિપાત થવા લાગ્યો. અને હવે આજની વાત કરું ? શું જીવનના ત્રીજા તબક્કામાં પ્રવેશ તો નથી થતો ને ? ના, ખબર નથી. એની ખબર કાલે પડશે. પણ જે હોય તે ખરું.

દરેકના જીવનમાં આવું જ બનતું હશે ? પહેલાં અંતર્મુખતા આવે પછી ભગવા વેષની પણ લાજ મુકાવતી બહિર્મુખતા આવે. અને પછી ફરી એ જ અંતર્મુખતા એના આગવા સ્વરૂપે ધબકવા પણ લાગે ! સમગ્ર જીવનનું આછડતું અવલોકન આવું કો'ક તારણ મૂકી જાય છે. અંતર્મુખતા પ્રાપ્ત થાય છે દેવગુરુની કૃપાથી; તેમ ટકે છે તેમની જ કૃપાથી, એ કૃપાના સતત જતનથી.

જે દિવસે એ રક્ષા, બંધન લાગે છે અને જીવથી ક્યાંક છૂટછાટ મેળવવાની એક વાર પણ જાણેઅજાણ્યે ભૂલ કરી બેસાય છે પછી બાજી બગડતી જ જાય છે. મુનિજીવનમાં સ્વાતંત્ર્ય જેવી છુરામાં છુરી નીપજ બીજી કોઇ નહિ હોય ! બહિર્મુખ પ્રદેશનો એકાદ રસ, સેંકડો બહિર્મુખ રસ લેવા લલચાવે છે. મનને લંપટ બનાવે છે, ગુરુથી નિર્લજ્જ બનાવે છે.

એક વાત નક્કી છે, કોઇને માનવી હોય તો માને; ન માનવી હોય તે ન માને. પણ એ સુનિશ્ચિત હકીકત છે કે મન જો અંતઃપ્રદેશના આનંદ અનુભવવામાં જરા પણ પીછેહઠ કરશે કે તરત જ બહિર્મુખ જગતના વિભિન્ન રસો તેને લંપટ બનાવીને જ જંપશે.

અંતર્મુખ બનેલું મન બહિર્મુખ કેમ બન્યું ? એક જ કારણ છે કે, આંતર પ્રદેશની ધરતીમાં રેડી નાંખેલા અનંત રસોનો આસ્વાદ. અરે ! એના એક બિંદુનો પણ સ્વાદ માણવામાં એ નિષ્ફળ ગયું એટલે નાસીપાસ બનીને ફરી બહિર્મુખ થઇ ગયું ! અનંત સંસારી જીવોની તમામ પ્રકારની રતિનું ઉગમ છે બહિર્મુખ જગત. અનંત સંતોની સઘળી રતિનું કેન્દ્ર છે આંતરજગત.

રતિ સૌ માણે છે; ભોગી અને યોગી બધાય; કોઈ બાકાત નથી. રતિ વિના કોઈ રહી શકતું નથી, કેમકે સૌ રમણ છે. રમણથી રતિ વિના રહી શકાય જ નહીં. રતિ નથી તો રમણ નથી. આતમ એ રમણ છે. રમણ જરૂર

ક્યાંક રમે છે! રમ્યા વિના રમણ રહી શકતો નથી. પ્રશ્ન છે માત્ર રતિના ઉગમનો ! રતિના પ્રકારનો ! રતિની જાતનો !

અય આતમ! હવે તને એક વાત કહું. કહે તો ચીમકી આપું. માગે તો તમાચ આપું ! પણ હવે ચેતી જા ! જીવનના બીજા તબક્કામાંથી બહાર નીકળી જા. ફરી અંતર્મુખ થા, ખૂબ જ ઉતાવળ કર, એકદમ ઊભો થઈ જા! અંતરનું રતિકેન્દ્ર ચાલુ કરી દે. એના બધા સંચા ગતિશીલ બનાવી મૂક. પળનોય વિલંબ ન કર, વિચારવા પણ હવે થોભીશ મા !

સામે જો બહિર્મુખ જગતનાં રતિકેન્દ્રો! આ જો પેલો ભગવાન મન્મથ ! રતિનો તો સાક્ષાત્ પ્રિયતમ ! મોહરાજે એને જ રતિનો પ્રિયતમ બનાવી કેટલાયનાં જીવન ઉથલાવી માર્યાં છે ! અંદર ચાલ્યો જા ઓ રામ ! એના કોઈ પણ અંગનો સંગ તારા જીવનને પલટાવી નાખશે.

જો તારી આંખ સામે જો. પેલો શંકર ભભૂતિધારી મન્મથના એક જ બાણે ભસ્મસાત્ થયો ! જો પેલો બ્રહ્મા ધૂળ ચાટતો તેનું શરણું સ્વીકારે છે. જો વિષ્ણુને! મોંમાં તરણું લઈને ઊભા છે. જવા દે તારું ત્યાં કામ નથી. જલદી ચાલ્યો જા અંદર, મારા રામ! અને જો આ બાજુ પેલી રસનાની રતિ લાખોના પ્રાણ લઈ રહી છે. અનેકોનાં ગળે ઉઘાડે છોગે ટૂંપો દઈ રહી છે. મહામુનિને પણ લલચાવીને એ પોતાને ત્યાં તાણી જઈને તેમના હલાલ કરી રહી છે. રામ! ઓ રામ ! દોટ મૂક. પાછું વાળીને જોઈશ મા–ભલ-ભલાના જ્યાં છક્કા છૂટી ગયા, ત્યાં તારા જેવાનું ગજું જ નહિ.

અને આ ત્રીજી બાજુ જો. રિદ્ધિસમૃદ્ધિની રતિ, અસંખ્ય જીવનોનાં જીવન હરી રહી છે. માનપાનની એ રતિએ તારા જેવા અગણિત રામોના રામ બોલાવી દીધા છે! મારા રામ! પ્યારા રામ! ઓ આતમરામ! ઊઠ, ઊભો થા.

જો જો આ ચોથી બાજુ ય જોતો જા. એશઆરામની રતિ! શરીરની સુખશીલતા! એ બધી રતિ એક જ પ્રકારની છે. ભલભલાનાં છઠ્ઠીનાં ધાવણ છોડી દે એમાંની એ જાત છે. ઊઠ! નાસ, ભાગ. રામ! તારું અહીં કામ નથી. તું ના ફસાઈશ માનપાનની રતિમાં, ના ઝડપાઈશ માનપાનની રતિમાં, ના લોભાઈશ મન્મથની રતિમાં. કે ના મૂંઝાઈશ શરીરની રતિમાં. ચારેય રતિ એક એકથી વધુ ભયાનક છે. કોઈથી કોઈ ઊતરે તેમ નથી. ઊઠ, ઉતાવળ કર, અંતરમાં રતિનું કેન્દ્ર સત્વર ખોલી દે. એ રતિમાં તલ્લીન બન. ગળાબૂડ ડૂબી જા, ગુમભાન બની જા.

રામ, સાંભળી લે આ છેલ્લી વાત. જ્યાં સુધી અંતરમાં રતિનું કો'ક કેન્દ્ર નહિ ખોલે ત્યાં સુધી બાહ્યરતિમાંથી તું મુક્ત થઈ શકે તેમ નથી. રતિ વિના રમણ રહી શકશે નહિ. માટે બાહ્યરતિને ત્યાગવા આંતરરતિને આશ્લેષવી જ રહી. એક વાર એ આંતર રતિનો આસ્વાદ માણી લે પછી મારું કર્તવ્ય પૂર્ણ થાય છે. બાકીનું કામ તો હે રામ! તું તારી જાતે કરતો રહીશ. આંતર રતિ એટલે વીતરાગની અચળ પ્રીતિ! ગુરુદેવની સન્નિષ્ઠ ભક્તિ! એક રાહી જીવનનીતિ.

રામ! એ રતિના આશ્લેષની મસ્તી જ કોઈ ઓર છે. એના સ્વામિત્વની ખુમારી જ કોઈ અનોખી છે. એના સાહચર્યની મોજ સર્વથા અવાચ્ય છે. ચાલ્યો જા ત્યારે રતિના એ કેન્દ્રમાં! અને ભૂલી જા ત્યારથી, બાહ્યરતિના એ ઝાકઝમાળને.

સાંભળી લે અંતરની આ વાત કે અંતરરતિની અનુભૂતિ વિના બાહ્યરતિ જઈ શકે તેમ નથી.

અંતર્મુખ જીવન એટલે જીવનના ત્રીજા તબક્કાનો પ્રવેશ! દેવગુરુના અનુગ્રહ વિના એ શક્ય જ નથી, સર્વથા અશક્ય છે. આ પરમસૂક્ષ્મ સત્ય છે! અનુગ્રહ ખોઈને કેટલાય મુમુક્ષુઓ બહિર્મુખ બની ગયા, ભારે થાપ ખાઈ ગયા! ખેર, હવે અનુગ્રહ મેળવીને અંતર્મુખ બનીએ—જીવનના ભવ્ય તક્કામાં પ્રવેશ કરીએ.

[૧૬]

## કોણ સાંભળશે ઉરની આ વાત?

જીવન ઉપર નજર ફેંકું છું ત્યારે તેમાં સ્થિતિસ્થાપકતા તો નથી દેખાતી, તેમાં ગતિ તો હતી જ નહિ, સ્વસ્થતા પણ નથી જ. બે ચાર કાંકરા જોડામાં પડયા હોય અને એ જોડો પહેરીને ચાલનાર માણસની ગતિ કેવી હોય? બરોબર તેવું જ જીવનની ગતિમાં દેખાય છે. ગતિ જરૂર છે પણ એમાં વેદના છે, આઘાત-પ્રત્યાઘાતોનાં સ્ખલન છે. કયારેક એમાં લથડિયાં જોવા મળે છે તો કયારેક વળી આવેગ પણ દેખાય છે. પણ ગમે તેમ હો, હવે એવી પણ ગતિ ઉપર કાબૂ તો જરૂર આવ્યો છે. એમાં કોઇ ફેરફાર ન થાય તોય એ જ ગતિએ, આખુય જીવન ચાલી નાંખવામાં વાંધો નહિ આવે તેમ પણ મનોમન જણાઈ રહ્યું છે.

કયારેક ઉપરાઉપરી આઘાતો આવે છે, એના સખત આંચકાઓમાંથી પ્રત્યાઘાતો પણ જન્મે છે અને લાગણીશીલ હૃદય એને ખૂબ 'એન્લાર્જ્ડ' કરીને જ જોવાને ટેવાએલ હોવાથી આંતરમનની ભૂમિમાં અનેક વિકલ્પો અને સંકલ્પો

એક સાથે સેંકડોની સંખ્યામાં જન્મી જાય છે. કોઈ અજ-બગજબના તુમુલો ઊભાં થાય છે. કયારેક એમાં જ આવેગ આવે છે તો અશુભનું તત્ત્વ જન્મ પામે છે. વળી આવેગ શાન્ત થયા પછી મન સ્વસ્થ થતાં સુંદર ચિંતનની પ્રાપ્તિ થાય છે એ વખતે મારે મન એ આઘાતો પણ આશીર્વાદ-રૂપ બની રહે છે. હવે તો હૈયું જ એવું બની ગયું છે કે ગમે તે વિલક્ષણ દૃશ્ય જોતાંની સાથે સ્વસ્થતા ગુમાવ્યા વિના મનના અતળ ઊંડાણમાંથી અનુપમ ચિંતનના એક ઝરણને ઝીલી લે છે, જ્યારે મન ઊભરાઈ જાય છે, હૈયું ઝાલ્યું રહેતું નથી ત્યારે કલમ ઉપાડવી જ પડે છે.

લખી નાંખ્યા વિના રહી શકાતું નથી માટે લખવું જ પડે છે. પણ ન લખું તો? મનના કૂવાને પાણી પહોંચાડતું એ ઝરણ જતું કરું તો ? તો ન ચાલે. એનું વલણ ગૂંગળાઈ જાય ઝરણ વળાંક ખાય. પાણી અન્યત્ર વહી જાય. વહી આવતાં ઝરણને વહેતું જ રાખવા માટે તો એનાં ઉભરાતાં નીરને ઊંચકી લેવાં જ સારાં. વળી અત્યંત સુંદર ચિંતન-રત્ન પ્રાપ્ત થાય તો મારે મારું જ શા માટે બનાવી રાખવું? હું વિશ્વનો છું, મારું સઘળુંય વિશ્વનું છે. જે વિશ્વનું છે તે વિશ્વને જ ચરણે ધરી દેવું એ મારી ફરજ છે. જે વિશ્વનું હોય તેના માલિક મારાથી કેમ બની બેસાય ? અનેકોનું હિત કરવામાં સમર્થ એવા ચિંતનને અંતરના સાંકડા પ્રદેશમાં શા માટે ગૂંગળાવી મારવું ?

પણ પરહિતકરણના આ લાલચુ વિચારે મારું હિત

[૧૬]

## કોણ સાંભળશે ઉરની આ વાત ?

જીવન ઉપર નજર ફેંકું છું ત્યારે તેમાં સ્થિતિસ્થાપકતા તો નથી દેખાતી, તેમાં ગતિ તો હતી જ નહિ, સ્વસ્થતા પણ નથી જ. બે ચાર કાંકરા જોડામાં પડ્યા હોય અને એ જોડો પહેરીને ચાલનાર માણસની ગતિ કેવી હોય ? ખરેખર તેવું જ જીવનની ગતિમાં દેખાય છે. ગતિ જરૂર છે પણ એમાં વેદના છે, આઘાત–પ્રત્યાઘાતોનાં સ્ખલન છે. ક્યારેક એમાં લથડિયાં જોવા મળે છે તો ક્યારેક વળી આવેગ પણ દેખાય છે. પણ ગમે તેમ હો, હવે એવી પણ ગતિ ઉપર કાબૂ તો જરૂર આવ્યો છે. એમાં કોઈ ફેરફાર ન થાય તોય એ જ ગતિએ, આખુય જીવન ચાલી નાંખવામાં વાંધો નહિ આવે તેમ પણ મનોમન જણાઈ રહ્યું છે.

ક્યારેક ઉપરાઉપરી આઘાતો આવે છે, એના સખત આંચકાઓમાંથી પ્રત્યાઘાતો પણ જન્મે છે અને લાગણીશીલ હૃદય એને ખૂબ ‘એન્લાર્જ્ડ’ કરીને જ જોવાને ટેવાએલ હોવાથી આંતરમનની ભૂમિમાં અનેક વિકલ્પો અને સંકલ્પો

એક સાથે સેંકડોની સંખ્યામાં જન્મી જાય છે. કોઈ અજબગજબના તુમુલો ઊભાં થાય છે. કયારેક એમાં જ આવેગ આવે છે તો અશુભનું તત્ત્વ જન્મ પામે છે. વળી આવેગ શાન્ત થયા પછી મન સ્વસ્થ થતાં સુંદર ચિંતનની પ્રાપ્તિ થાય છે એ વખતે મારે મન એ આઘાતો પણ આશીર્વાદ રૂપ બની રહે છે. હવે તો હૈયું જ એવું બની ગયું છે કે ગમે તે વિલક્ષણ દૃશ્ય જોતાંની સાથે સ્વસ્થતા ગુમાવ્યા વિના મનના અતળ ઊંડાણમાંથી અનુપમ ચિંતનના એક ઝરણને ઝીલી લે છે, જ્યારે મન ઊભરાઈ જાય છે, હૈયું ઝાલ્યું રહેતું નથી ત્યારે કલમ ઉપાડવી જ પડે છે.

લખી નાંખ્યા વિના રહી શકાતું નથી માટે લખવું જ પડે છે. પણ ન લખું તો ? મનના કૂવાને પાણી પહોંચાડતું એ ઝરણ જતું કરું તો ? તો ન ચાલે. એનું વલણ ગૂંગળાઈ જાય ઝરણ વળાંક ખાય. પાણી અન્યત્ર વહી જાય. વહી આવતાં ઝરણને વહેતું જ રાખવા માટે તો એનાં ઉભરાતાં નીરને ઊંચકી લેવાં જ સારાં. વળી અત્યંત સુંદર ચિંતન-રત્ન પ્રાપ્ત થાય તો મારે મારું જ શા માટે બનાવી રાખવું? હું વિશ્વનો છું, મારું સઘળુંય વિશ્વનું છે. જે વિશ્વનું છે તે વિશ્વને જ ચરણે ધરી દેવું એ મારી ફરજ છે. જે વિશ્વનું હોય તેના માલિક મારાથી કેમ બની બેસાય ? અનેકોનું હિત કરવામાં સમર્થ એવા ચિંતનને અંતરના સાંકડા પ્રદેશમાં શા માટે ગૂંગળાવી મારવું ?

પણ પરહિતકરણના આ લાલચુ વિચારે મારું હિત

ખોવાઈ જતું હોય તેવું ભાન મને વારંવાર થતું રહે છે તેનું શું ? એક અનુપમ વિચાર જો પ્રચારમાં વહી જાય, પ્રચારનું તત્ત્વ બની જાય તો તે આચારમાં ઊતરી ન શકે એવી મારી સમજ છે. આચારમાં તો વિચાર ત્યારે જ ઊતરી શકે જ્યારે તે અંતરમાં ખૂબ ખૂબ રમી જઈને ઘનીભૂત થયો હોય. પ્રચારમાં તો પ્રવાહી વિચાર પણ સારું કામ આપી શકે છે. અપરિપક્વ, અધૂરું ચિંતન એ પ્રવાહી ચિંતન છે. પરિપક્વ ચિંતન એ ઘનીભૂત ચિંતન છે. જે આહાર શરીરમાં ગયા પછી પચે છે તેની ધાતુ બને છે. યાવત્ તે વીર્યરૂપે બને છે. હવે જો એ વીર્યનો પાત થઈ જાય તો તે નકામું જાય. પણ જો તેને શરીરમાં જ સ્થિર કરવામાં આવે તો તે પોતાની પ્રવાહિતાને ત્યાગી ઘનીભૂત બનીને આખાય શરીરમાં ઓજસરૂપે વ્યાપી જાય. સ્થિર થઇ જાય.

વિચાર એ વીર્ય છે. વીર્યથી પણ વધુ કીમતી વિચાર છે. એક શેર લોહી તૈયાર થાય ત્યારે તેમાંથી એક તોલો જ વીર્ય થાય. પરંતુ સેંકડો મણ અનુભવો અને એના આઘાત-પ્રત્યાઘાતો પ્રાપ્ત થાય ત્યારે તેમાંથી એક જ વિચાર જન્મ પામે છે. એ અત્યંત મૂલ્યવાન હોય છે. આધ્યાત્મિક ચિંતન અત્યંત રમણીય છે. પણ અફસોસની વાત એ બની છે કે ભારે દુઃખો વેઠીને ગુરુકૃપાએ પ્રાપ્ત થતો વિચાર, આવા લેખનાદિ દ્વારા પ્રચારમાં મૂકી દેવો પડે છે. આચારમાં ઊતરી જવા માટેની ઘનીભૂતતા પ્રાપ્ત કરવા જેટલો કાળ ઘણો મોટો હોઈને સ્વસ્થતા રહેતી નથી અને પ્રચારની પણ અધીરાઈ વધારી મૂકે છે.

એકેકો વિચાર એ ચલણી સિક્કા જેવો બન્યો છે. જેને શ્રોતાવર્ગમાં ફેંકવાનો અને દિલખુશ બનેલા એ શ્રોતાજન પાસેથી ખાનપાન, માનપાન મેળવી લેવાના. ભકતો અને શિષ્યોનો એક ગણ ઊભો કરી દેવાનો.

જાદુઈ છે આ સિક્કો એટલે જ્યાં ફેંકાયો ત્યાં જ એ રહી જતો નથી કિન્તુ એ પોતે ખેંચાઈને પાછો આપ મેળે ખીસ્સામાં આવીને પડે છે. બેશક આ રીતે જ્ઞાન તો વધતું જ જશે. જ્ઞાન આપીએ એમ વધે જ. પરંતુ એ બધુંય જ્ઞાન પ્રવાહી સ્વરૂપનું જ ને ? જેનામાં ઘનીભૂતતા ન હોય તે જ્ઞાન ગમે તેટલું વધે પણ આચાર માટે શા કામનું ? એ તો તે ભાવનાજ્ઞાન છે કે જે ઘનીભૂત બનેલું જ્ઞાન છે. જ્ઞાન નહિ પણ જ્ઞાનનો ઘન જ આચારમાં ઊતરી આત્માની રગેરગમાં વ્યાપી શકે.

ઘનીભૂત જ્ઞાનમાં જ ઊંડાઈ છે. પ્રવાહી જ્ઞાનમાં તો છે માત્ર લંબાઈ પહોળાઇ. સંતજીવનની આરાધના જ્ઞાનની ઊંડાઈમાં છે; લંબાઈ પહોળાઇમાં નહિ.

વળી જે જ્ઞાન માત્ર વધતું જાય, જેને જીવન સાથે સંબંધ જ ન રહે એવું જ્ઞાન તો બોજલ જ્ઞાન બને છે. બોજો તો ત્રાસ છે ત્રાસ, જ્ઞાન તો પરિણામ પામી જાય એ જ કામનું. લાખ રૂપિયાના એક ક્રોડ નયા પૈસા એ ભારેખમ બોજ છે. લાખ રૂપિયાની આનીઓ, પાવલીઓ, રૂપિયાની નોટો કે સો સો રૂપિયાની નોટ એ ઉત્તરોત્તર અલ્પ બોજ બને છે. પણ લાખ રૂપિયાનો ચેક એ તો ખૂબ જ હળવો બની

જાય છે. છતાં ત્યાં ભય છે, રક્ષણની ચિંતા છે. એ કરતાંય જો લાખ રૂપિયાની હીરાની બેનમૂન વીંટી મેળવી લેવાય અને આંગળી ઉપર ચડાવી દેવાય તો કોઈ બોજ નહિ, કશો ભય નહિ, કોઇ ચિંતા નહિ.

'ચા ખરાબ પીણું છે' એ જ્ઞાન બીજાને અપાતું જાય એમ વધતું જાય. ચાની હાનિકારકતા માટે નવી નવી દલીલો સ્ફુરતી જાય. આમ જ્ઞાનનો ભાર જ વધતો જાય તો ત્રાસ થઈ જાય. મન બાપોકાર કરીને કહે કે, "જો ચા ખરાબ છે તો તું કેમ છોડી દેતો નથી? ફેંકી દે એને." અને છતાં જો ન ફેંકી શકાય તો કેટલો ત્રાસ થાય? કેટલું ભારે દુઃખ થાય? ચાની ખરાબીનું જ્ઞાન કેટલું ભારેખમ બનતું જાય? એના કરતાં એક જ ધડાકે ચા છોડી દેવામાં આવે તો? મન તદ્દન હળવું બની જાય, અંતર આનંદથી ઊભરાઇ જાય.

આચારમાં એકરસીભાવ પામતું જ્ઞાન ઘનીભૂત જ હોવું જોઇએ. પ્રચારવૃત્તિથી પરાઙ્મુખ હોવું જોઈએ.

વિશ્વના જંતુઓને તમે જ્ઞાનનું સમર્પણ કરો. પણ તેમાં પ્રાયઃ પ્રચારનું પ્રલોભન ભળવાનું અને તેથી તે જ્ઞાન પ્રવાહી જ બની રહેવાનું. તો શા માટે મહદ્દાયાસે પ્રાપ્ત કરેલા વિચારોને ઉતાવળે વિશ્વના ચરણે સમર્પણ કરી દેવા? એ કરતાં તો વિશ્વપતિને ચરણે સમર્પણ કરવું કેટલું સુંદર! એકેકો વિચાર ઘનીભૂત તો બને! વિનોબા બાલ્યાવસ્થામાં કવિતા બનાવતા! મઠારી મઠારીને ચાર છ દિવસમાં સર્વાંગ-

સુંદર બનાવતા અને પછી અગ્નિદેવતાંના ચરણમાં સમર્પી દેતા. તેઓ કહે છે કે મારી આ પ્રવૃત્તિ સામે આજે ઘણા વાંધા ઉઠાવશે. પરંતુ હું તો નાનપણથી એ સંસ્કાર પામ્યો છું કે જે આપણું સારામાં સારું છે તે વિશ્વપતિને ચરણે સમર્પી દેવું. આ જ સાચું સમર્પણ છે. આગળ વધતાં તેઓ કહે છે કે એ વાતમાં હું ઊંડે ઊતરવા માંગતો નથી પરંતુ એટલું તો ચોક્કસ છે કે મારી એ પ્રવૃત્તિથી વિશ્વના કોઇ પણ હિતને મેં નુકશાન પહોંચાડ્યું હોય એમ તો મને લાગતું નથી. એટલું જ નહિ પરંતુ મને એક મોટો ફાયદો એ થયો કે એ રીતે એ કાવ્યનો હરેક વિચાર મારામાં ઘનીભૂત થયો, આચારમાં એકરસ બન્યો.

ઉન્નત લક્ષ્યોને આંબવાથી આવે છે. એની વાતો કરવા માત્રથી નહિ. વાતો જ કરે તે પ્રચારક છે, વાતોને જીવનમાં ઉતારે તે પ્રભાવક છે. વિશ્વકલ્યાણકારશાસન તો પ્રભાવકોનું છે, પ્રચારકોનું નહિ.

કર્મે સર્જેલા આઘાત–પ્રત્યાઘાતોને ઝીલી લેવા, વિશ્વના ચોરેચૌટે ઝીંકાતાં તોફાનોને જોઈ લેવાં અને સંતપ્ત હૈયે એમને સ્થિર કરવા. એની ઉપર બુદ્ધિને વિચારવાનું કાર્ય આપવું. મંથનનાં ઘમ્મર વલોણાં ચલાવવા. કાન ફાડી નાંખે એવા એ વલોણાના અવાજમાં અનુપમેય આહ્‌લાદકતા માણવી અને નિત્ય નવાં ચિંતન રત્નો પ્રાપ્ત કરવાં. પ્રચણ્ડ પુરુષાર્થ સાથે તે જ પળે આચારમાં ઉતારી દેવાં. આ જ સંતનું જીવન છે; આ જ સંતની પ્રભાવકતા છે, જેને માટે આ સ્થિતિ અસહ્ય છે તેને જિજીવિષા પૂર્ણ કરવા પ્રચારક બનવું પડે છે. તે તેવા બને જ છે અને પોતાનું અમૂલ વિચારધન પ્રચાર કાર્યમાં વેડફી નાંખે છે. ખેર, ગમે તેમ હો, આપણે કાંઈ જગતના કાજી નથી કે આવી ચિંતાઓ કર્યા કરીએ.

પ્રશ્ન તો છે જાતના જીવનનો. ગુરુકૃપાથી આ સત્ય પ્રાપ્ત થયું હોવા છતાં શું મારે ફરજિયાત પ્રચારના કાર્યમાં અંપલાવવું પડશે? અનિચ્છાએ વ્યાખ્યાનો કરવાં પડશે? અનિચ્છાએ મુમુક્ષુને શિષ્ય તરીકે સ્વીકારવો પડશે? અનિચ્છાએ ભક્તોની મંડળીમાં બેસીને હોશિયારી બતાડવી પડશે?

ઉદયશંકરના કથકલીનાં અંગભંગ અમારે કરવાનાં?

માનમોભામાં રહેવાનું ? પ્રવચનો કરતાં મુઠ્ઠીઓ બતાવવાની ? રેમત વેરવાના ? અને ખડખડાટ હસવાનું ? મુખના વિભિન્ન અભિનયો કરવાના શું ? આ રીતે ભાવુક વર્ગ ધર્મ પામી જશે ? જો ના, તો શાને સારું અનધિકાર ચેષ્ટા કરવી ? શા માટે આત્મવિકાસની દિશા વેગળી મૂકીને લોકરંજનના કાર્યોમાં ઝંપલાવવું ?

આ અસહ્ય બીના છે ! ભારે ગૂંગળામણ છે ! કૃત્રિમ જીવન એ મૃત્યુનું જ બીજું નામ છે કે જેમાં અંતર સદૈવ બળતું રહે, મુખ પરાણે હસતું રાખવું પડે.

મનમાં તો ક્યારેક થઈ આવે છે કે બધુંય પડતું મૂકીને બની જાઉં વનવગડાની કોયલ ! વગડાના આંબે આંબે, આંબાની ડાળે ડાળે નાચતી કૂદતી ચાલી જાઉં. મુક્તમને અંતરનાં ગીત લલકારતી જાઉં ! કોઇ સૂર–બેસૂરની ચિંતા નહિ ! શાબાશીની કોઇ ભૂખ નહિ ! સાંજ પડયે ગુરુમાતાની ગોદમાં વીતરાગનું નામ લેતું લેતું શાન્ત ચિત્તે સૂઇ જાઉં ! સવાર પડયે વળી એ જ ગીત ! એ જ લલકાર ! એ જ મસ્તાનીઅત ! એ રીતે ગાંડા બનેલા ભાવુક જનો મારી પાછળ દોડતા આવે ! ભલેને મને ઊભા રહેવાની વિનવણીઓ કરતા રહે ! પણ હું તો એક જ દૃઢ સંકલ્પ કરી લઉં કે જ્યાં સુધી આત્મહિત સ્થિર બને નહિ ત્યાં સુધી પરહિતની કોઈ પ્રવૃત્તિ કરવી નહિ.

કૃત્રિમ પરહિત ગૂંગળામણ છે. હજી ઇચ્છું છું એ શાસ્ત્રીય એકલતાને ! જ્યાં મને કોઇ અડકે નહિ, પજવે નહિ,

સંતપ્ત કરે નહિ. બસ, એ એકાન્તમાં જ અનેકાન્તને સાધું; અનેકાન્તનો મર્મ પામું, અનેકાન્તને મારું જીવન બનાવું.

ઓ પરમેશ્વર ! ઉપરની આ વાત ભલે કોઈ ન સાંભળે પણ તું તો અવશ્ય સાંભળજે ! અને જે પ્રકારના કૃત્રિમ વિકાસમાં ફસાયો છું એમાંથી મને સત્વર મુક્ત કરજે. પ્રભો ! તારા અનુગ્રહ વિના પાંદડુંય હાલી શકે તેમ નથી તો મારા જીવનમાં ઘર કરી ગયેલી કૃત્રિમતાને હચમચાવી નાંખવાનું કામ તો તારા વિના બીજું કોણ કરી શકશે ? તારી વંદના વિના પાપોની નિકંદના અશક્ય લાગે છે મારા નાથ ! સાવ જ અશક્ય !

[૧૭]

## અતિ ભૂરું શું ? એકાંત

મહાકવિ કાલિદાસ શૂન્યમનસ્ક બનીને સાંજનું વાળુ કરી રહ્યા છે. યૌવનના ઉંબરે પગ મૂકીને ઊભેલી એમની અઢાર વર્ષની દીકરી પિતાજીની સામે બેઠી છે. પિતાજીની ચિંતાપૂર્ણ મુખમુદ્રા જોઈને એ પણ ઉદાસ બની ગઈ છે. શું થયું હશે આજે રાજસભામાં ? મહારાજાએ પિતાજીનું કાંઈ અપમાન તો નહિ કર્યું હોય ને ? દીકરીને કાંઈ જડતું નથી. છેવટે અકળાઈને પિતાને પૂછ્યું, "પિતાજી, આજે આટલા ચિંતાતુર કેમ ? વિચારના કોઈ ઊંડાણમાં ઊતરી ગયા છો ? કે પછી રાજનીતિના કાવાદાવાએ તમારી ઉપર એનો પંજો લંબાવ્યો છે ? શું છે ?" સૂકું સ્મિત વેરતા કાલિદાસ બોલ્યા, "બેટા કાંઈ જ નથી. આ તો આજે રાજા ભોજે વિદ્વત્સભાને પ્રશ્ન કર્યો કે જગતમાં ભૂરામાં ભૂરું શું છે ? બધાએ સ્વમતિમાંથી જે જડ્યું તે જણાવ્યું. પણ રાજા ભોજને એકેય ઉત્તરથી સંતોષ ન થયો. હમેશના શિરસ્તા મુજબ, છેવટે એનો ઉત્તર શોધી કાઢવાનું મારે માથે આવ્યું છે. છેવટે પંદરમા દિવસે મારે એનો

જવાબ શોધી કાઢવાનો છે! આ તે કેવું જીવન! કયી જાતની ભૌદ્ધિક ગુલામી? ખૂરું શું છે? સ્ત્રી? સત્તા? સંપત્તિ? શું? કયાંય મન માનતું નથી. બેટી, તું શું કરીશ? મારી ચિંતા તારાથી કાંઈ દૂર થશે? નાહક, તુંય કયાં ચિંતામાં પડે છે? સળગવા દે મને એકલાને જ એ ચિંતામાં!" કાલિદાસે લાંબો નિસાસો નાંખ્યો!

પણ ત્યાં તો ખડખડાટ હસતી દીકરી બોલી ઊઠી, "ઓહ, એમાં શી મોટી વાત છે? જાઓ ખાઈ પીને મોજ કરો. ચૌદમા દિવસની સાંજે એ પ્રશ્નનો ઉત્તર હું જ તમને આપી દઈશ."

આ સાંભળીને કાલિદાસ તો સન્ન થઈ ગયા. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા! વાત વિસારે પડી. ચૌદમો દિવસ રમતો રમતો આવી લાગ્યો. સવારથી જ કઢાયાં દૂધ ઊકળવા લાગ્યાં; ષડ્રસ ભરપૂર પકવાન્નો તૈયાર થવા લાગ્યાં! કસુંબો ઘૂંટાવા લાગ્યો! ઉત્તમોત્તમ માદક ઔષધો ઘૂંટાઈને તૈયાર થવા લાગ્યાં! આખુંય ગૃહાંગણ માદક સુગંધીઓથી મહેક મહેક થવા લાગ્યું! સાંજ સુધીમાં તો સ્વર્ગનું સઘળુંય સૌભાગ્ય અને સૌંદર્ય જાણે ઘરમાં ઊતરી ગયું! રાજ્યકાર્યથી પરવારીને કાલિદાસ સાંજ પડતાં ઘરે આવ્યા. કુલીનને પણ ખાણી ચઢાવે તેવા માદક દ્રવ્યોનું ભરપેટ ભોજન કર્યું! કસુંબાના બે ત્રણ ગ્લાસ મોંએ ચડાવી દીધા! મહાકવિનું મન ગજબની માદકતામાં ઢળી પડયું. લગભગ અંધારું થવા લાગ્યું. કાલિદાસ ઊઠીને શયનખંડમાં જાય છે. સામે જ સોળે શણગાર સજીને, પોતાની દીકરી એકલી ઊભી છે.

એના અંગે અંગમાં નશો ભર્યો છે! ઊર્વશીની પ્રતિકૃતિ જ જોઈ લો.

કાલિદાસ ભાન ભૂલે છે. એની સામે દોડે છે. એ જ વખતે એકાએક દીવા બુઝાઈ જાય છે. રાત છાની માની પસાર થઈ જાય છે.

પ્રભાત થયું. કાલિદાસના મુખ ઉપર આજે એકલી કાલિમા વ્યાપી ગયેલી દેખાય છે. અંતર શોકથી ઊભરાઈ ગયું દેખાય છે! અંગેઅંગમાં વીતી ગએલી રાતની પાપ-કથાનાં શૂળ ભોંકાઈ રહ્યાં છે! નિસાસા નાંખતા કાલિદાસ પાસે દીકરી આવે છે. હથેલીમાં માથું સંતાડી દઈને ધ્રૂસકે ધ્રૂસકે કાલિદાસ રુદન કરે છે.

ખભા ઉપર હાથ ફેલાવતી દીકરી કહે છે, "પિતાજી કહો, ભૂરામાં ભૂરું શું ? એકાંત જ ને ? આ વાત સમજાવવા માટે જ મેં આ તોફાન ઊભું કર્યું હતું!"

"પણ...આ....શું...થ...ઈ....?" કાલિદાસ રુંધાતા તૂટતા અવાજે બોલ્યા!

"પિતાજી, પિતાજી, કાંઈ જ થયું નથી. એ જ વખતે મારા સ્થાને મેં મારાં માતાજીને હાજર કરી દીધાં હતાં! આપ તદ્દન નિશ્ચિંત થઈ જાઓ! નિષ્પાપ પિતાજી, 'ભૂરામાં ભૂરો એકાંત છે.' એ વાત માત્ર કહી દેવાથી કોઈ સમજે નહિ. માટે જ મારે આ તોફાન કરવું પડ્યું!!!"

વર્તમાનકાળમાં મુનિજીવનને પામેલ મુમુક્ષુઓએ આ દૃષ્ટાન્ત ઉપર ખૂબ ખૂબ પરામર્શ કરવાની જરૂર જણાય

છે. કાલિદાસ જેવા ધીર બુદ્ધિમાન પુરુષની બુદ્ધિને ધૂળ ચાટતી કરી દેવા માટે એકાન્તે કેટલી જબ્બર થપ્પડ ઝીંકી દીધી! બેશક માદક ખોરાકોએ કાલિદાસના ઉપાદાનને વિકૃત કરી દીધું હતું પણ છતાં જો તેને એકાંત ન મળ્યો હોત તો એ ખોરાકો કદાચ ચિત્તને પાપવાસનાઓથી બહેકાવી ન મૂકત. વિગઈઓનાં ભોજન પણ આ રીતે એકાંત દ્વારા પાપવિકારોને જન્મ આપવા સમર્થ બને છે એ વાત અહીં ફલિત થાય છે.

મુનિજીવનમાં સ્વાધ્યાય અને ધ્યાન માટે પણ એકાંત જ શ્રેયસ્કર માનવામાં આવે છે. નાજુક નમણા દેહવાળાને એ સ્વાધ્યાયાદિ માટે વિગઈઓનાં પોષણ પણ આવશ્યક માનવામાં આવે છે. આમ વિગઈભોજન અને એકાંત બેય પાપસાધન બનવા સાથે ધર્મસાધન પણ બને છે એટલે જ કેટલાક ગભરુ આત્માઓનો ક્યારેક ખુડદો બોલાઈ જાય છે. ધર્મસાધન માનીને નિર્દોષભાવે સ્વીકારવામાં આવતાં વિગઈભોજન અને એકાંત જ પરસ્પરનો સહકાર સાધી લઈને કોઈ ગોઝારી પળને જન્મ આપી દે છે.

આ બધી ગૂંચવણો બહુ જબરી છે. અહીં કોઈ એમ ન સમજી લે કે વિગઈઓના ત્યાગ કરી દીધા પછી એકાંતવાસ સેવવામાં આવે તો તે એકાંત ભયંકર ન ગણાય.

પેલા વિદ્યુન્માલિ વિદ્યાધરની વાત નથી જાણતા? વિદ્યાસિદ્ધિ માટે ચાંડાલવાસમાં એક વર્ષ રહેવાનું, ચાંડાલ કન્યાને પરણવાનું, સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનું! યથોક્ત તપ

આવા આત્માઓ પોતાના સત્ત્વથી અવશ્ય તૂટી પડતા હોય છે. જીવનના આધ્યાત્મિક આનંદોથી અવશ્ય નીચોવાઈ જતા હોય છે. એમાંય જો ગુરુકૃપાવિહોણા હોય તો એમના જેવી કારમી કરુણતા ભાગ્યે જ કોઈને સાંપડે તેવી સ્થિતિમાં સદાના માટે મુકાઇ જતા હોય છે.

એ કદી ન કરી શકે પાપનાં પ્રાયશ્ચિત્ત !

કદી ન કરી શકે અકરણનિયમ ! એ તો વધુને વધુ ખૂંચતા જાય પાપકર્મમાં ! નઠોરતાથી ભારેખમ થઇ ગયેલા એમના પગ એ કર્દમમાંથી કદી બહાર તો નીકળી શકે જ નહિ.

અનારાધક આત્મા કરતાં આવા વિરાધક આત્માઓના જીવનપંથ ઉપર કરુણતાનાં કાળાં ઘેરાં વાદળ સર્વત્ર જલદી છાઈ જાય છે ! સમગ્ર જીવન દુર્દિન–અંધકારમય બની જાય છે.

એકાંતવાસ ભૂલેચૂકે ન સેવશો. સદૈવ રહેજો ગુરુકુલવાસમાં ! પણ ત્યાંય પાછો પેલો અતિવાસ (અતિપરિચય) કો'ક જોડે ન થઈ જાય તેની પાકી કાળજી રાખજો. નહિ તો અહીં પણ કાંઈ નાની સૂની આગ પ્રજ્વળી ઊઠતી નથી હોં ! પળેપળની, ડગેડગની સાવધાની વિનાનું સાધુજીવન તો કયી કાળી પળે ધમરોળાઈ જાય એ કહેવું જ કસમયનું છે.

[૧૮]

## કામ અને ક્રોધ

મોટામાં મોટા દોષ બે છે: કામ અને ક્રોધ. ઘણા તત્ત્વચિંતકોએ એનાં કારણો શોધી કાઢયાં છે. મને પણ બેયનાં કારણો મળ્યાં છે.

કામની ઉત્પત્તિ થાય છે કુતૂહલવૃત્તિમાંથી. અલબત્ત કામ ચિત્તમાં ઉત્પન્ન થાય છે પણ તામસ ચિત્તમાં તો અનેક વૃત્તિઓ ખદબદ ખદબદ થઇ રહી છે. તેમાંની કુતૂહલવૃત્તિ કામને ઉત્તેજિત કરી મૂકે છે. 'ત્યાં શું હશે ? લાવને જરા જોઉં તો.' આટલું જ મનમાં થયું અને જોવા ગયા. ભટકાઇ ગયું કોઈ રૂપ. અને સર્જાઈ ગઈ પતનની પરંપરા.

કુતૂહલમાત્રથી જોવા ગયા પછીનું સઘળું કાર્ય બાકીની ચિત્તવૃત્તિઓ કરતી જાય છે. કદાચ ટૂંક સમયમાં કાર્ય ન થાય તો લાંબા ગાળે પણ પતન થયા વિના રહેતું નથી. બીજાં અનેક કાર્યોમાં અટવાઇ જઇએ તો પણ પેલી કુતૂહલ-વૃત્તિનું બીજ તો નાનાં મગજમાં પડયું પડયું ખીલતું જ જાય છે. તક મળે કે એ વૃત્તિ મોટી હરણફાળ

ભરે છે. આ વખતે પણ ન ફાવે તો પણ એ વૃત્તિ પુષ્ટ તો થાય જ છે. એમ કરતાં કરતાં પરિપુષ્ટ થયેલી એ વૃત્તિ એક ડગલું આગળ વધે છે. ફરી ક્યારેક તક મળે ત્યારે નિર્લજ્જ બનીને અડપલે પણ ચડી જાય છે.

ઘણી વાર આપણને આવી કુતૂહલવૃત્તિ થયા કરે છે. ક્યાંક બહાર કોલાહલ સાંભળ્યો કે ઝટ જોવા માટે દોડી ગયા. કોઈ ખાનગી વાત કરતું હોય તો તે વાત જાણવાનું કુતૂહલ દાબ્યું દબાય નહિ. કોઈનો કાગળ વાંચી લેવા માટેય અદમ્ય કુતૂહલ થાય. દેખીતી રીતે આ કુતૂહલવૃત્તિઓનો પ્રકાર કામનો ઉત્તેજક નથી. પરંતુ ગમે તે પ્રકારનું કુતૂહલ થાય તેમાં કુતૂહલની વૃત્તિને તો વધુને વધુ પુષ્ટ થવાનું મળે જ છે. એટલે જ્યારે કોઇ સ્ત્રીના મધુર સ્વરે રણકતા સૂરને સાંભળીને તેની સામે જોવાનું કુતૂહલ થાય કે ભિક્ષા કોણ દે છે ? પછી એ કુતૂહલને સંતોષવા આંખો ઊંચી થાય. વાતો કરનાર કેવા છે ? એ કુતૂહલને વશ થઈ જવાય ત્યારે અન્ય રીતે પુષ્ટ બનેલી કુતૂહલવૃત્તિ કામની વાસનાને ઉત્તેજિત કર્યા વિના રહેતી નથી. જો ક્યાંય કુતૂહલને સંતોષ્યું ન હોત તો તે વૃત્તિ પુષ્ટ ન થાત. એટલે કામના પ્રકારમાં પણ તે ધારી સફળતા ન જ મેળવી શકત.

એક વાર પણ કુતૂહલવૃત્તિને કામનો ખોરાક આપી દીધો પછી તો ચડસ લાગે છે. વારંવાર જેને તેને જોવાનું કુતૂહલ થયા જ કરે. વારંવાર એ પાપનો ભોગ થઈ જ જાય. અને જોવાથી જ કામ અટકતું પણ નથી. ચિંતનમાં પણ

એ જ દર્શન, સ્વપ્નમાં પણ એ જ દર્શન અને ધૃષ્ટતા વધે તો વાણીમાં પણ એ જ બકવાટ આવી જાય છે.

વિકારના નશાથી સદૈવ આંખો ઘેરાયેલી રહે. વિકાર હોય ત્યાં વૈરાગ્ય તો ઊભો ય ક્યાંથી રહે? પછી ખાનપાનનો રાગ પણ માઝા મૂકે. વિકારો વધુ પુષ્ટ થાય. ક્યાંય સુધી ચિત્તના વિકાર ચિત્તમાં જ દબાઈ રહે. કોઇ વાર એકાંત મળે, પછી રૂપ ભટકાય, સુયોગ્ય તક મળે એટલે એ વિકાર વાચામાં ઊતરે અને પછી બીજી કે ત્રીજી જ મુલાકાતે કાયામાં પણ સોંસરો ઉતરી જાય.

કુતૂહલવૃત્તિને ઉત્તેજિત કરનાર પણ અબ્રહ્મનો સેવી છે એમ કહીએ તો જરાય ખોટું નથી. મુમુક્ષુ તેને જ કહેવાય જેને કુતૂહલવૃત્તિ થાય છતાં તેને ખોરાક તો ન જ આપે. 'ત્યાં શું હશે? તે કોણ હશે? સામે કોણ છે? લાવને જોઈ લઉં' એમ મુમુક્ષુને કદી ન થાય. એ તો આવા પ્રશ્નોની સામે બેધડક કહી દે....'હશે ગમે તે. મારે શી પંચાત! મારે તેની સાથે શું લેવા દેવા! શું મરવા જવું છે એ પાપની ખાણમાં! એમાંથી તો લાખો પાપોની પરંપરા સર્જાવાની! પતનની પરંપરાનું આ તો પહેલું જ પગથિયું! પાપના મોટા વર્તુળોને દોરનાર આ તો મધ્યબિંદુ છે! હું મુમુક્ષુ છું; મૂર્ખ નથી. માટે પાપથી ડરવા કરતાં પાપનાં કારણોથી જ મારે તો ડરવાનું. તેમાં ય પાપનાં કારણોનાં ય સૂક્ષ્મ કારણોથી ખૂબ જ સાવધાન રહેવાનું.'

આકાશમાંથી એકાએક પાપ તૂટી પડતું નથી. પહેલાં સૂક્ષ્મ કારણ, પછી સ્થૂળ કારણ અને પછી દેખાતું મોટું

પાપકાર્ય. બાળક તદ્દન નિર્દોષ હોવા છતાં તેનામાં કુતૂહલવૃત્તિનું જોર સૌથી વિશેષ હોય છે. એથી જ આ વૃત્તિ પંદર સોળ વર્ષની વયે કામના ઉત્તેજક તત્ત્વો તરફ વળાં લે છે અને એ અદમ્યવૃત્તિ બાળકનું માનસ વિકારી બનાવી દે છે.

મુનિપણામાં જે બાળ છે તેને આ વૃત્તિ પજવી ન જાય તે માટે જેમ વિરાગનું તત્ત્વ આપવું જોઈએ તેમ તેની સાથે કુતૂહલવૃત્તિના અપાયો અને વિપાકો પણ સમજાવવા જોઈએ એમ લાગે છે. માર્ગમાં આવનારાં સારાં સ્થાનોની સમજ આપવા સાથે જો કષ્ટકારક વિઘ્નોનું સ્વરૂપ ન બતાવીએ તો મુસાફર એ વિઘ્નોમાં (પ્રલોભનોમાં) ફસાઈ જ જવાનો. જે બાળકો આ રીતે મુનિજીવનમાં તૈયાર થાય તેઓ નૈષ્ઠિક બ્રહ્મચર્યને પાળી શકે. એના દ્વારા તેઓ વચનસિદ્ધિ મેળવે અને વિપુલ યશ મેળવે તથા લોકોમાં અત્યંત આદેય બને.

કામને મારવો હોય, કામને ભૂલવો હોય, કામનું કાટલું જ કાઢી નાંખવું હોય, કામનો પગપેસારો કાઢવો હોય તો કુતૂહલવૃત્તિને શમાવી દેવી જોઈએ. ક્યાંય કદાપિ ઊંચી નજરે કુતૂહલથી જોવું જ નહિ. ક્યાંય કુતૂહલથી દોડી જવું નહિ. કોઈની વાત કુતૂહલથી સાંભળવી નહિ. કોઈના કાગળ કુતૂહલથી ફોડવા નહિ. જ્યારે પણ કુતૂહલ થાય ત્યારે તરત જ મારે શું લેવા દેવા ! મારે શી પંચાત ! મેલને છાલ ! ફોગટ માથાકૂટ કરવી ! સંયમને કલંકિત કરવું ! ઇત્યાદિ સંકલ્પોની ઝડી વરસાવવી. તે સિવાય પણ એક વિચાર

સદૈવ કરવો કે હું મુનિ છું. મસ્ત મુનિજીવન જીવવા માટે અહીં આવ્યો છું. અનુપમ જ્ઞાન પ્રાપ્ત કરીને મુક્તિના દ્વારે વહેલામાં વહેલા પહોંચવા માટે મેં આ ભેખ લીધો છે. ગુરુદેવની અમેય સેવા કરીને જીવનને ધન્ય બનાવવા સઘળાંને મૂકીને અહીં આવ્યો છું. જે કંઈ ઇચ્છા છે તે રત્નત્રયીને પ્રાપ્ત કરવાની, અને જીવનને નિષ્કલંક રાખવાની છે.

મારે વળી આવાં કુતૂહલ શેનાં? શું એમાં ખાનદાની લાજતી નથી? કુલવટ જોખમાતી નથી? આબરૂને ધક્કો પહોંચતો નથી? શું મારા મનની ક્ષુદ્રતા પ્રગટ થતી નથી? મારા જીવનથી હું ઊથલી પડતો નથી? એવાં કુતૂહલ તો જીવનને બરબાદ કરે, મારાથી બરબાદીના માર્ગે તીરછી દૃષ્ટિ પણ કેમ ફેંકાય?

કોઈનાં રૂપ જોવા જઉં તો મારા સુંદર ચિંતનનો પાટો જ બદલાઈ જાય કે એ ચિંતનના પાટેથી ગાડી જ ઊથલી પડે. રહેવા દે એવા જોખમી ધંધા, કલંકી કાર્યો મને છાજતાં જ નથી. કુતૂહલ તો કારમા પાપનું સર્જક છે. એને વશ થવું એટલે ભયંકર પાપને જ ભોગવવું. આવા પ્રકારની વિચારણાઓથી કુતૂહલની વૃત્તિઓ શમે છે, પછી ક્યાંય નજર ઊંચી થતી નથી. મન દોડતું નથી; પગ ક્યાંય દોડવા અધીરા થતા નથી. પછી કામનું અક્ષન્તવ્ય પાપ તો જીવનમાં કદી નહિ આવે. કામ જ આપણો ભયંકર હિતશત્રુ છે. એનો સંપૂર્ણ વિનાશ કુતૂહલવૃત્તિના શમન માત્રથી થાય છે તો કોણ તે શમનની સાધના ન કરે? કામનું કારણ કુતૂહલવૃત્તિ વિચાર્યું.

ક્રોધનું કારણ છે અજ્ઞાન. જે અજ્ઞાની છે તેને ૦ ક્રોધ આવે છે. સમજુ માણસ કદી ક્રોધ પામે નહિ. ઘણુંખરું જ્યારે આપણો સ્વાર્થ ઘવાય છે ત્યારે જ આપણને ક્રોધ થાય છે. સ્વાર્થ કાજેની સાધનામાં જીવનને ખંખેરી નાખનાર કેટલો અજ્ઞાની હશે? જે જીવનથી અત્યુચ્ચ કોટિના પરમાર્થ સાધી શકાય એ જીવનમાં એવી પરમાર્થની સાધના જતી કરવી એ મહા અજ્ઞાની સિવાય બીજું કોણ કરે? દુઃખી જગતને પોતાના સુખના ભોગે સુખનો અનુભવ કરાવવાનું કેટલું અગત્યનું છે? એને બદલે સ્વના સુખને જરાય આંચ આવી કે બધાને દુઃખી દુઃખી કરી દેવાની કષાયવૃત્તિ અત્યંત ખતરનાક કહેવાય.

ક્રોધ ત્યારે જ આવે જ્યારે આપણું સુખ ભાંગતુ હોય અથવા ક્રોધ તેના ઉપર જ આવે જેની સાથે આપણે કશોક સંબંધ ધરાવતા હોઈએ.

જ્યાં રાગ છે–મમત્વ છે ત્યાં જ દ્વેષ છે; કંકાસ છે. માટે જ પૂ. હરિભદ્રસૂરિજી મહારાજે ક્રોધના વારણ માટે એ વ્યક્તિ તરફનો મમત્વભાવ તોડવાનું જણાવ્યું છે. અર્થાત્ અન્યત્વ ભાવનાથી ભાવિત બનવાનું કહ્યું છે. એક માણસ સાથે આપણને કશો જ સંબંધ નથી. તે માણસ ગમે તેમ વર્તે, ગમે તેટલું તોફાન મચાવે પણ જો તે બધું આપણા સુખને ઘા કરનારું ન હોય તો એની ઉપર જરા ય ક્રોધ નહિ થાય. બીજો માણસ આપણા સંબંધમાં છે, એ જો જરા પણ ભૂલ કરશે તે કદાચ ક્ષન્તવ્ય પણ હશે.તોય તેની ઉપર ક્રોધ થઈ આવશે. મમત્વનું જ્ઞાન ક્રોધને તાણી લાવે છે. વિવેકનું જ્ઞાન ક્રોધને બાંધીને નમાવી દે છે.

એટલે જેના ઉપર કષાય થયા કરે તેના માટે અન્યત્વ ભાવનાને ખૂબ જોરથી ભાવવી. આપણો શિષ્ય હોય અને વારંવાર કષાયનો ભોગ થયા કરે તો "તે આપણો શિષ્ય નથી. મારે અને તેને કશોય સંબંધ નથી." વગેરે અન્યત્વ ભાવને જોર-શોરથી ભાવવા લાગી જવું. પછી એ ગમે તેમ બોલશે, વર્તશે પણ આપણને કાંઈ જ નહિ થાય.

પણ આ તો ક્રોધના ઉપશમનો પ્રકાર છે. વસ્તુતઃ વિવેક-જ્ઞાન જ ક્રોધને નષ્ટ કરવાનો નક્કર ઉપાય છે. યદ્યપિ અન્યત્વભાવ એ પણ વિવેકજ્ઞાન જ છે પણ સ્વાર્થભ્રંશના સમયે આ ભાવના ભાવવાથી ધાર્યું ફળ લાવી શકે નહિ એટલે પ્રતિદિન વિવેકજ્ઞાન પ્રાપ્ત કરતા રહીએ તો જ મમત્વ ટળે અને મમત્વ જતાં ક્યાંય ક્રોધ થાય નહિ.

આપણા જીવનમાં અનેકશઃ ક્રોધ દેખા દઈ જાય છે. અને ક્ષમાની મહાન સાધનાનો ભૂકો બોલાવી દે છે. આવા ખતરનાક ક્રોધને સમૂળો નષ્ટ કરવા માટે આપણે અભ્યંતર જ્ઞાન-વિવેકજ્ઞાન પ્રાપ્ત કરતા રહેવું જોઈએ. તેમ થશે તો ગમે તેવા ક્રોધના પ્રસંગે આપણને તો હસવું જ આવશે.

કામ અને ક્રોધને નષ્ટ કરવા કુતૂહલવૃત્તિ અને અજ્ઞાનની વધુ પડતી માત્રાને નષ્ટ કરવી જ રહી. તે સિવાયના માર્ગ થાગડથીગડ જેવા છે.

## ધારો કે.......૧

ધારો કે સંયમજીવનમાં સેવાતી સુખશીલતાના પરિણામે દુર્ગતિના દ્વારે આ જીવ ભટકાઈ પડે છે! પણ એમ તે શી રીતે ધરાય? અરે ભાઈ, ધારવામાં તમારું શું જાય છે? તમે મારી સામે તાકીને બેસી ન રહો! ધારવામાં તે વળી તમારે શું ખર્ચી નાંખવું પડે છે? તો હવે મહેરબાની કરીને ધારો જોઉં!

ધારો કે તમારી સાધનાના માર્ગે તમે શરીરના સંબંધમાં વારંવાર વ્યર્થ અનુકૂળતાને પોષી રહ્યા છો! સારું.તેનું પરિણામ શું આવશે? મળી ગયેલા માનવદેહને સાધનાના દેહમાં રૂપાંતરિત કરી દેવા માટે પરમાત્માના શાસને જગતથી નચિંત બનાવ્યા. જગતનાં અનેક સંબંધો કપાવી નાખ્યા અને તે છતાં 'ઊંટનું મોઢું મારવાડ તરફ' એની જેમ તમારું મોઢું શરીર તરફ જ રહ્યા કરે તો તો ભારે થઈ જાય! આતમના તરફ જ જોયા કરવાની અનન્ય ફરજથી સરકી જનાર રૌરવ નરકનાં દુઃખોને સો સો વાર પ્રાપ્ત કરે. કારમી ચીસો પાડે તોયે કોઈ ના

સાંભળે. તદ્દન બિભત્સ ! અને જોયાં ન જાય એવાં ભયાવહ શરીરો પ્રાપ્ત થાય અને જીવન અંગારાની જેમ ચિત્તને ભડકે બાળતું રહે !

કેવી કારમી દશા સર્જાય !
કેવું કરુણ કલ્પાંત આરંભાય !
ક્યાં જઈને એની ધા નાખીશું !

બીજી વાત.

ધારો કે ગુરુદેવે ભણાવીને આપણને પંડિત બનાવ્યા. તેમનું તો લક્ષ્ય હતું કે ભણતર પરિણામ પામે અને પછી એ ભણતર પરનું કલ્યાણ સાધવામાં પણ સહાયક બને. પણ આપણે તેને અભિમાન વધારનારું બનાવ્યું. પંડિતાઈનો ગર્વ આપણને જમીનથી ચાર ચાર આંગળ અદ્ધર ચલાવવા લાગ્યો. અને ધારો કે એ મદમાં મસ્તાન બનીને આપણે શાસનના અનેક કૂટપ્રશ્નોને ઉકેલવાને બદલે બધા જ કાર્યમાં આડા ઊતર્યા—તો ભવાંતરમાં આપણું શું થાય ?

જ્ઞાનનાં આવા અજીર્ણ અહીં તો કદાચ ન દેખાય: પુણ્યની છાયા નીચે એ ગર્વ કોઈ અપાય કદાચ ન બતાવી શકે. પણ આપણા ભવાંતર તો તિર્યંચોના અપમાનિત ભવોની કતારથી જ ભરેલા હશે. એકેકા ભવમાં ભયંકર અપમાનો વેઠી વેઠીને આપણે અડધા થઈ જઈશું. આપણી કેડ વળી જશે અને ડોક તૂટી જશે. માર ખાઈને માથે ટાલ પડી જશે. વીતરાગદેવના માનવંતા શાસનને ભવોભવ સુધી આપણે પામી ન શકીએ. અને તેવું થાય તો અંધ-

કારમાં અટવાઈ ગયેલા આપણા આત્માને ઉદ્ધારનાર કોઈ માડી ક્યાંય ના મળે! સેંકડો લાખો ભવો સુધી અકડાઈના શુના બદલ સજાઓ ફટકાર્યા જ કરે તો પછી એવી અક્કડાઈનો અર્થ શો? એ રીતે શાસનના માર્ગમાં પથ્થર બનીને આડા પડવાથી જાતને જ માથે અણચિંતવી આપત્તિઓ ઓઢાય ને? એ કરતાં નિરભિમાની બનીને જીવનને નમ્ર કેમ ન બનાવવું? નમતા રહીશું તો સહુને ગમશું!

લો ત્યારે, હવે નવું કાંઈક ધારીએ. ધારો કે આપણા પુણ્યે યારી આપી. અને આપણે બે–પાંચ શિષ્યના ગુરુ થઈ બેઠા! શિષ્ય પણ કહ્યાગરા મળ્યા. આપણી ખૂબ સેવા કરવા લાગ્યા. માંગીએ તે હાજર કરે, ઇચ્છીએ તે લાવી આપે. સોળ પડવાળા સંથારેથી જરાય ઊઠવા ન દે. પાણી પણ જાતે પાય. આપણે પીવાની તકલીફ લેવી પડે નહિ. અને.... આપણે આ સેવામાં સુંવાળા બની ગયા. એમની સેવાને આપણે વધાવી લીધી. અને બધી મોજ માણવા લાગ્યા. ભક્તોના ઘરનાં સારામાં સારાં ભોજન સ્વીકારવા લાગ્યા. આધાકર્મની સૂગ તો ક્યાંય ઉડાવી દીધી!

તો આપણું શું થાય!

પૂર્વધર મંગૂ આચાર્ય જેવા આ લાલસાના પાપે ખાળના વ્યંતર થયા હતા. આપણે વળી એવી કોઈ ગંદી ખાળનાં દેડકાં જ થઈએ. એક વાર નહિ, લાખો વાર. દેડકાં જ નહિ પણ વિષ્ટાના કીડા પણ બનીએ અને કસાઈનાં બકરાંય બનીએ. આપણા ગળે છરીઓ ફરી વળે. આપણા લોહી માંસની મિજલસો ઊડે. રસલોલુપ્ત જગત આપણા તિર્યંચોના ખોળિયાની સેંકડો વાર મિજબાનીઓ ઉડાવે;

આપણી સામે શસ્ત્રો ઉગામાય ત્યારે કારમી કિકિયારીઓ પાડીએ, કરુણ કલ્પાંત કરીએ પણ અનંતાભવોમાં કરેલી અનંતી માતામાંથી એકેય આપણી વહારે ન ધાય. એકેય દયામણી નજરે ન જુએ.

કર્મ રૂઠયા પછી કોઈ રીઝતું નથી. આશ્વાસનના બે બોલ પણ કોઈ સુણાવતું નથી. બધાય થૂ કરે છે. પ્રાણપ્યારી મા પણ અવળું મોં કરી દે છે. જીવનસંગાથિની પત્ની પણ વેગળી થઈ જાય છે. કેવી ત્રાસજનક સ્થિતિ સર્જાઈ જાય છે ક્ષુદ્રઆનંદના ભોગમાં !

ના, આ કાંઈ શેખચલ્લીના વિચારો નથી. ધારવાનું એટલે કલ્પવાનું ખરું. પણ આ કલ્પનાઓ સંભાવનાની સપાટી ઉપર તરી રહી છે હોં. આપણા જીવનમાં આવું તો કંઈક બની જાય. જરા પણ અસાવધ બનશું તો ઝટ કુસંસ્કારો બાઝી પડશે અને સાધનાની ધૂળ કરી નાંખશે. લ્યો-ત્યારે, હજુય થોડું ધારી લ્યો તો !

ધારો કે નિર્દોષ ગવેષણા માટે ભરબપોરે આપણે ઘેર ઘેર ફરીએ છીએ. જીવનની આ ધન્ય સાધનાને અનુભવવા બદલ આત્મગૌરવ અનુભવીએ છીએ. "આવી સાધના ભવોભવ પ્રાપ્ત થજો." એવી પ્રાર્થના પ્રભુ પાસે વારંવાર કરીએ છીએ. પણ તેવામાં એક દિવસ કોઈ એકાદ ઘેર જતાં આપણે ભાન ભૂલીએ છીએ, કોઈ રુપદર્શન આંખે ચઢી જાય છે. એક ઝાટકાની જેમ નજરને ત્યાંથી પાછી ખેંચી લેવાને બદલે આપણે ભયંકર ભૂલ કરી બેસીએ છીએ. આપણી નજર ત્યાં જ ચોંટી રહે છે. નજરને ઉઠાવી લેવામાં વિલંબ કરીએ છીએ.

ઉપાશ્રયે ગયા. પણ પ્રાયશ્ચિત્ત ન કર્યું. બીજે દિવસે ત્યાં જ ગયા. પગ ત્યાં જ ચાલ્યા, મન તો ક્યારનું ય ત્યાં પહોંચેલું જ હતું. વારંવાર આમ થતું ગયું. અલબત્ત, એથી વધુ કાંઈ ન થયું. પણ આટલું થાય અને પ્રાયશ્ચિત્ત કર્યા વિના મૃત્યુ થઈ જાય તો! ઓહ! અત્યંત શોચનીય બાબત બની રહે! કારમા સંસારનું સર્જન થાય! ભયંકર આપત્તિઓ માથે ઝીંકાય! નારકોમાં તો એકેકા ભવના અંતરે જવાનું જ હોય! ધગધગતાં લોઢાનાં નગ્ન પૂતળાંને ભેટવાનું અને રાડારાડ પાડવાની. પણ ન મળે કોઈ દિલાવર દિલ! ન મળે કોઈ કરુણાનું ઝરણું! ન મળે કોઈ ઉગારનારના બે બોલ! મળે માત્ર આપત્તિ, અથડામણ–કુટામણ અને હૃદયભેદી કલ્પાંત.

સિવાય કશું ય ન મળે. મળેલા મહાન પ્રકાશને અનુભવતાં ન આવડયો તો વિરાટ અંધકારમાં આત્મા ફેંકાઈ ગયો. મનની એ વિરાટ શક્તિને ખ્યાલમાં લઈને એનો સદુપયોગ કરી લીધો હોત તો અનંત સંસાર ક્યારનોય સાન્ત બની ગયો હોત. પણ એ જ મને રૂપનાં દર્શન કર્યાં. હાથે કાંઈ ન આવ્યું, ઊલટા હાથ ઘસાયા. અને માથે ઝીંકાયો કારમો સંસાર!

આપણે આવું કાંઈ કર્યું નથી પણ આવાં પાપ ધારો કે સેવાઈ જાય તો જીવન કેવું બરબાદ થાય. ભવચક્રમાં કેવા પિલાઈ જઈએ તેની કલ્પના કરીએ તો આવાં પાપો કદીયે જીવનમાં જાગશે નહિ. આપણું જીવન અત્યંત પવિત્ર રહેશે અને પુરુષાર્થની કેડીએ સડસડાટ ચાલ્યું જશે.

વાત તો ધારવાની જ હતી પણ તેમાંથી ય કેવી ધારદાર વાતો નીપજી, આપણને કેવા ચમકાવી દીધા!

[૨૦]

## ધારો કે.......૨

ગઈ કાલે ધારવાની રમત કરવામાં તો ઘણી મજા આવી. જીવન ઊપર ગંભીર દૃષ્ટિપાત ફેંક્યો અને રહસ્યમય બાબતો હાથે ચડી તો આજે ય થોડું ધારીએ. ગઈ કાલે તો પરભવના વિપાકો જોયા હતા. આજે તો આ જ ભવમાં શું બનવું સંભવિત છે તે જોઈએ.

ધારો કે આપણે ઘરડા થયા. ઘણા બધા લોચ થઈ જવાથી માથું એકદમ સાફ થઇ ગયેલું જાણે ચમક ચમક થઈ રહ્યું છે. બધાય દાંત પડી ગયા છે. પગે વા થયો હોવાથી ઊઠતાં બેસતાં 'હે ભગવાન' 'હે વીતરાગ' 'હે દેવાધિદેવ' એમ બોલીએ છીએ. વિહાર તો માંડ બે માઇલનો થાય છે. આંખેય મોતિયા આવી ગયા છે. કાને જરા ઓછું સંભળાય છે. વ્યાખ્યાનમાં આપણી વાતમાં લોકોને રસ આવતો નથી; કેમકે હવે તો કંઇકના છોકરા છોકરીઓ ચંદ્રલોકમાં જઇને વસ્યા છે એમના પત્રો વગેરે વાંચવામાં, એમને મળવા જવામાં જ સહુને મજા આવે ત્યાં તેમની વાતોને પડકારે એવી ધર્મકથા કરતાં અમને પાંજરાપોળના ઘરડા બળદિયા જ કહે ને ?

વળી અમે રહ્યા જૂનવાણી અને શાસ્ત્રાધારે જ કદમ મૂકનારા. અમે માઇકને તો અડીએ પણ નહિ. અમારે મન માઇક તો હરિજનના અસ્પૃશ્યવાદના જૂના જમાના જેટલું જ અસ્પૃશ્ય; અને અમારા જુવાનિયા સાધુઓ તો માઇકને બગલમાં રાખીને ફરે. જ્યાં જાય ત્યાં માઇક ખડું કરી દે અને મંડે બોલવા. હવે અમારી વાણી વગર માઇકે કેટલે પહોંચે? આવાં અનેક કારણોસર અમારી સભામાં હું તું અને શકરાભાઈ સિવાય કોઇ ચકલુંય ફરકતું નથી.

બસ આટલું જ ધારવાનું છે? ના, હજી ધારો. ધારવામાં આપણું શું જાય છે? ધારો કે આવું ઘડપણ વિતાવતાં વિતાવતાં એક દહાડો આપણા કોઈ જુવાન સાધુના ઉચ્છૃંખલ આચરણથી આપણે ગભરાતાં ગભરાતાં છતાં કહેવાની ફરજ સમજીને જરા હસતાં અને જરા ડરતાં, જરા ખચકાતાં અને જરા ત....ત....પ....પ. કરતાં બે હિતવચન કહ્યાં. અને....એકદમ બોઈલર ફાટયું. અરે! લાવાભરેલો પર્વત જ ફાટયો. અને ધોધમાર લાવા ચારે બાજુ વહેવા લાગ્યો.

અહા! શું એમાંથી અગન વરસતી'તી! આપણે તો ઝટ હાથમાં દંડો લઈને, હાથમાં તરપણી લઈને ખભે કામળી નાંખીને ઠબક....ઠબક કરતાં ઊપડયાં નદીએ અને પ્રકૃતિ મૈયાના પવિત્ર ખોળે જઈને હાશ! કરતાંકને બેઠાં. અને પછી તો ચાલી વિચારોની વણઝાર, દલમજલ કરતી ચાલી જાય આંખોની સામેથી.

અહા! એ ભવ્યદિન મહાભિનિષ્ક્રમણનો દેખાયો!

હજારોની માનવમેદની વચ્ચે નાના બાળકની જેમ લાજશરમ મૂકીને કેવો નાચ્યો હતો! જીવનનાં પહેલાં બાર વર્ષ ગુરુ-દેવની આશિષો મેળવવા કેવાં પસાર કર્યાં હતાં. ભણતો.... ખૂબ ભણતો....શરીરને સૂકવી નાંખતો....પણ ગુરુદેવની કૃપા મેળવવા, ગુરુદેવને પ્રસન્ન કરી દેવા, એઓશ્રી આદેશ કરે એનાથી સવાયુ ભણી જતો. અને પછી મને જ્યારે ગુરુજી કહેતાં, "અલ્યા! તું તે કેટલું ભણે છે? તારું મગજ તો રાક્ષસી લાગે છે. કેટલી ઝડપથી બધુંય ભણી જાય છે! ગુરુદેવની આ અમી ઝરતી વાણીને સાંભળીને હું મારી જાતની ધન્યતા અનુભવતો. મારુ હયું આ સાંભળીને ગજ ગજ ઊછળતું.

ગુરુદેવની પાસે કેટલીય વાર કલાકો સુધી બેસતો! શાસનના પ્રશ્નો ઉપર વિચારો કરતો! ગુરુદેવશ્રી મને તે વિષયમાં તૈયાર કરવા પોતાના અનુભવો અને કાર્યની દિશાઓ બતાવતા. કોઈ વાર વળી મારા જ શિષ્યના કારણે હું ગુરુદેવથીય રિસાતો અને તે વખતે ગુરુદેવ તો જરાય ગુસ્સે ન થતા. મને અનુકૂળ જ થતા. અને પછી....જ્યારે હું થપાટ ખાતો અને પછી ગુરુદેવશ્રીની માફી માંગતો... ત્યારે ગુરુદેવ કેવું હસી પડતા! મને કે'તા. "તને જાત અનુભવ થાય છે ત્યાર પછી જો તું કેવો ઠેકાણે આવી જાય છે? જા, હવે ફરી ના કરતો હોં? અને આટલું સાંભળીને ગુરુદેવશ્રીની અસીમ ઉદારતાને વિચારતો ખોળામાં માથું મૂકીને ધ્રસકે ધ્રૂસકે રડતો.

એ પછીનાં પંદર વર્ષ તો શાસનની સેવામાં વિતાવ્યા. એ વખતે મારા ગુરુદેવશ્રી મને મૂકીને ક્યાંક ચાલ્યા ગયા.

હતા. મારે એકલાએ જ મારા જીવનનું સંરક્ષણ કરવાનું હતું. અને તેમાં મારા પુણ્યના તીવ્ર આકર્ષણે કેટલાય મુમુક્ષુઓ મારી પાસે આવીને રહ્યા; અનેક ભક્તો થયા. મહારાજાની જેમ સહુ કોઈ મને પૂજવા લાગ્યા. ફૂલની જેમ મારા શિષ્યો મને સાચવવા લાગ્યા. ચોમેર શાસન પ્રભાવનાઓ, તીર્થયાત્રાઓ અને ભારે પગપાળો પ્રવાસ થવા લાગ્યો. રાજનેતાઓ સુધી પણ હું જઈ આવ્યો. માનના પાંડકવને પહોંચ્યો અને ત્યાંથી ગબડતો કેટલીય વાર અપયશના અધોગ્રામોમાંય જઈ આવ્યો.

શરીરની મારે પરવા ન હતી. મને તો પરવા હતી મારા શાસનની. મારા લોહીના પ્રત્યેક બિંદુમાં વસ્યું હતું શાસન અને મારા શાસનનાયક–પરમાત્મા વીર.

શું કહું ? આવા તો એક પછી અનેક વિચારો મૂર્ત બની અત્યારે મારી આંખેથી પસાર થઈ જ રહ્યા છે. અને હવે આવ્યો આ વર્તમાનકાળ ! પુણ્ય ખૂટયાં. શરીર અશક્ત થયું. ગાય દૂધ દેતી નથી એટલે બિચારીને પાંજરા–પોળનાં ખોડાં ઢોર ખાતે ભરતી કરી.

નદીના કિનારે બેઠાં બેઠાં મને થયું કે પહેલાં જ દસ વર્ષમાં ચેલાઓના તોફાને હું ચોંકી ગયો હતો. નવો એક પણ શિષ્ય ન કરવાનો મેં નિર્ણય કરેલો. પણ છતાં અત્યાગ્રહને પરવશ થયો. મારો નિર્ણય હું પાળી ન શકયો એટલે જ મારી આ દશા થઈને? આના કરતાં જ્ઞાન ધ્યાનમાં જ મસ્ત રહ્યો હોત તો? ગુફાઓમાં જઈને વસ્યો હોત તો? પ્રભુનાં ગાન લલકારતો ગાંડો બન્યો હોત તો? અનુષ્ઠાનોમાં તત્પર રહીને જીવન વીતાવ્યું હોત તો? તો આજે આ દુઃખ જોવાનું આવત? અરે! આ લોક પણ સુધરતે અને બેચાર ભવમાં જ મારો નિસ્તાર થઇ જાત! મેં કયાં વળી શાસનની અંબાડી પીઠે ચડાવવાની હિંમત કરી. એ તો હાથીને શોભે મારા જેવા ગર્દભને નહિ.

પણ હવે શું થાય? રાંડયા પછીનું ડહાપણ શા કામનું? અરે....પણ ભૂલ્યો! આ તો હું ધારવા જ બેઠો હતો. હજુ તો ઘડપણે કયાં છે? અને ગાંડપણે કયાં છે? તો તો ફાવ્યા. આ ધારવા જતાં તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ ગયું! હજી તો બધી બાજી હાથમાં છે.

તો પછી આ ચેલાઓનું રામાયણ તો ન જ સર્જવું ને? જીવનના નાકે બેસીને નકામા મનમાં દુઃખ ઊભાં ન કરવાં. ખોટા લાગણીવેડામાં કદી ન ખેંચાવું! બસ, ત્યારે આજે એ અફર નિશ્ચય કરી લઉં ત્યારે! પણ પ્રભો! એ નિર્ણય અફર જ રહે તે માટે તારી કૃપાદૃષ્ટિ તો જોઈશે જ ને? ધારવાની કેવી મજા છે? નવનવા તત્ત્વજ્ઞાનનાં ઝરણાં આમાંથી વહ્યે જ જાય છે ને?

[૨૧]

## પરિણતીને ઘડનાર શાસ્ત્રાધ્યયનની જરૂર

આજે તો પરોપદેશની દૃષ્ટિએ દેશનાદક્ષ બનવા માટે કે લોકપ્રિય બનવા માટે જ શાસ્ત્રાધ્યયન કરવામાં આવે છે. કેટલાક તો વળી શાસ્ત્રાધ્યયન કરતા નથી. ઇધર-ઉધરનું વાંચન કરીને એવા તો બટકબોલા બની જાય છે કે હજારોની સભાને એ દિઙ્મૂઢ કરી દે છે. આ જ જીવનનું કર્તવ્ય. આમાં જ ઇતિકર્તવ્યતા.

આવી દૃષ્ટિથી જેઓ શાસ્ત્રાધ્યયન કરે છે તેમને તે શ્રુત પરિણામ પામતું નથી. અંતરંગશુદ્ધિના હેતુ વિના ભાવનાજ્ઞાન પ્રાપ્ત થઈ શકે નહિ, ભાવનાજ્ઞાન વિના સદનુષ્ઠાનની પ્રાપ્તિ સંભવિત નથી. સદનુષ્ઠાનની સાધના વગર નિસ્તાર તદ્દન અશક્ય છે. જેને સંસાર કંસાર ન લાગ્યો હોય પણ કાટમાળનો ભંગાર જ લાગી ગયો હોય તે જ મહાત્મા શાસ્ત્રાધ્યયનને મોક્ષૈકદૃષ્ટિએ પ્રાપ્ત [illegible] શકે છે.

અહો ! મારા આત્માને આ વિચારણા કેટલી લાભદાયી બની જશે ? કેવો આ કારમો સંસાર ! કેવાં ભયંકર કર્મો ! અહો ! કેવી આ મહાત્માની મોક્ષસાધના ? અરે, જુઓ તો કર્મના કેવા દારૂણ વિપાક ! બિચારો સંયમી બનવા છતાં કર્મનો ભોગ બન્યો. ફસડાઇ પડયો !

શાસ્ત્રના પાને પાને અંકાયેલી પંક્તિએ પંક્તિના પદપદમાં એ અટકે. ક્યાંક વીતરાગ ભગવંતો તરફ ભાવથી ઝૂકી જાય. ક્યાંક વિરાગીઓને વંદના કરે. ક્યાંક વિશ્વના સુકૃતોની અનુમોદના કરે. ક્યાંક સ્વદુષ્કૃતોની ગર્હા કરતો શાસ્ત્રના પાનાને આંસુભીના કરી દે. દુઃખાર્ત જીવોને આ કલ્યાણકારી તત્ત્વ ન મળ્યાનું એને ભારે દુઃખ થાય. પોતાને આવું અનુપમેય તત્ત્વ મળ્યાનો ભારે આનંદ થાય. ક્યારે હવે આ તત્ત્વ સહુને આપું એવી તાલાવેલી પણ જાગે. અનુષ્ઠાનોથી ખીચોખીચ જીવન બનાવવાની એને તલપ જાગે. દિનપ્રતિદિન એનો આનંદ વધતો જાય. વિકારો નિર્મૂળ થતા જાય. અંતરનો આનંદ એ જ સમજી શકે. અંતરના વલોપાતને પણ એ જ સમજી શકે. ભોગઘેલા જગતને આમાં કશી સમજ ન પડે. ચામડાની આંખોને આમાંનું કશુંય જોવા ન મળે.

અંતર્મુખ દષ્ટિ રાખીને શાસ્ત્રનું અધ્યયન કરનાર બહુ જ ટૂંકા સમયમાં અનુપમ સાધનાનો સ્વામી બની જાય છે. જાતે જ જાતનું ગુરુપદ પ્રાપ્ત કરી શકે છે. પણ આપણે તો આથીય આગળ વિચારવાનું છે. ભાવનાજ્ઞાનથી આટલા

ધોઈ પીવા. જવા લાગી જીવોના મેલા મનમાં, એમની મલિનતાને સાફ કરવા, અને પહોંચી ગઈ એ તો આતમના પાતાળમાં.

અનાદિ અનંતકાળના—કાળો કેર વર્તાવતા—કાળા અધ્યવસાય ને સંપૂર્ણ રીતે ઊખેડી નાંખવા મહાત્મા જ્યારે જાહ્નવીપતિ બને છે ત્યારે તેમના બધાય રૂપોથી સજ્જ થાય છે. સર્વ-જીવોનું કલ્યાણ કરતાં તેઓ 'શંકર' નામને સાર્થક કરે છે. જગતના દોષ વિષને પી જઈને ગળામાં જ સ્થિર કરે છે. નથી તો પોતાના જીવનમાં એનો પ્રવેશ થવા દેતા કે નથી તો જગતમાં એને ક્યાંય જવા દેતા. સાચે જ તેઓ નીલકંઠ બને છે. ક્યાંથી આવી આ વિનિયોગની સાધના? બહિર્મુખ દૃષ્ટિપૂર્વકના શાસ્ત્રના જ્ઞાનમાંથી નહિ પણ અંતર્મુખ દૃષ્ટિ વિકસાવવાના એક માત્ર શુભ લક્ષ્યપૂર્વકના શાસ્ત્રીય અધ્યયનમાંથી; અને એ અધ્યયનને રગેરગમાં પરિણમાવી દેવાથી; લોહીના કણે કણમાં એ શાસ્ત્રપાઠોના ઘોષનું ગુંજન કરી દેવાથી.

આજે સાધુ જલદી બનાવાય છે તેમ વ્યાખ્યાનની પાટે પણ જલદી બેસાડી દેવાય છે. સાધુ પણ આ પેઢીએ જ બેસવાનું છે એમ સમજીને એ જ લક્ષથી અધ્યયન કરે છે. આમ થવાથી આંતરિક પરિણતીનું ઘડતર થતું નથી. પાટ પર ચઢ્યા પછી તો ગુરુકુલવાસમાં રહેવાનું પણ દુર્લભ થાય છે. હવે પરિણતી લાવવી ક્યાંથી?

તો પછી આ જીવનનું થાય શું? અને તો પછી આ

જીવ દ્વારા હજારોના સંભવિત કલ્યાણનું શું? અપરિણતની બુદ્ધિની વાતો બીજાની બુદ્ધિએ ભટકાઈને જ પાછી પડશે. એના અંતરમાં એ સોંસરી ઊતરશે નહિ. પોતે અપરિણત અને શ્રોતાઓ પણ અપરિણત. આ સ્થિતિમાં પરમાત્માના શાસનનું શું થાય? અપરિણતો ઉપર શાસન ટકતું નથી, છિન્નવિચ્છિન્ન થઈ જાય છે; જીર્ણશીર્ણ થઈ જાય છે!

આપણા શાસનને ખરેખર જીવંત બનાવવું હોય તો હવે જલદી પાટ પર બેસી જવાની વાત બંધ કરી દેવી પડશે. અધ્યયન કાળમાં પેઢીની વાત કદાપિ ન કરવી જોઈએ. માત્ર એના જીવનની શુદ્ધિવૃદ્ધિનાં રસાયણરૂપે જ અધ્યયન કરાવવું જોઈએ. એ અધ્યયન કરતાં જ્યાં સુધી એના શબ્દોમાં સંવેગરસની છોળો ઉછાળા ન મારે, એના શબ્દોમાં એ જ સંવેગ ન જણાય, એના જીવનમાં એ જ પૂર બહારમાં ન દેખાય ત્યાં સુધી અધ્યયન સિવાય બીજી કશી પણ વાત એની પાસે ન જ કરવી જોઇએ. ભલે એક ખેતર ધણી વિનાનું રહેતું. આજે અપરિણતોને ખેતરપાળ બનાવી દેવાથી ભયંકર નુકસાન થયું છે. સો અપરિણતોના ટોળા કરતાં એક જ પરિણત બસ છે. એક જ ખેતરમાં રહીને એ સો ખેતરોને લીલાંછમ કરવાની શક્તિ ધરાવે છે. એના દર્શન માત્રથી લાખો ભવ્યાત્માઓ ધર્મના પંથે પ્રયાણ આદરે છે. એના એકેકા આચારને જોઈને હજારો ભવ્યો બોધિબીજની પ્રાપ્તિ કરી લે છે. એની વાણી ભલભલાના દિલનું વલોણું કરી નાખે છે.

હવે જરૂર છે પરિણત પુણ્યાત્માઓની, સો શિયાળો કરતાં એક જ સિંહ સારો. અરે મરેલો સિંહ પણ જીવતા સો શિયાળ કરતાં વધારે કીંમતી ગણાય. તો આ જીવતો સિંહ અને પાછો નૃસિંહ ! તે તો કેટલો કીંમતી હોય ? એનો એક જ સિંહનાદ ભલભલાના મોહને થિજાવી નાંખે. અરે ! મારી નાંખે.

કયારે ભવ્યોની આ ભૂમિ ગિરનારનું ઘીચ વન બનશે ? ધરતીને ધ્રૂજાવી દેતા સિંહનાદોથી ગગનમાં કયારે અદ્વૈત વ્યાપી જશે ?

[૨૨]

## વસ્તુનું સ્વરૂપદર્શન કરવાની ચાવી

મનુષ્યને જે કોઈ સુંદર ધર્મ સામગ્રી વગેરે મળે છે તેનું મૂલ્ય જો તેને આંકતાં આવડી જાય તો મને લાગે છે કે એ સુંદર વસ્તુનો સુંદરમાં સુંદર ઉપયોગ તે કરી જ શકે. એ જ રીતે જે અસુંદર તત્ત્વો પ્રાપ્ત થાય છે તેની અસુંદરતાને પણ બરોબર હૃદયંગમ કરી લે તો ઘણી બધી આપત્તિઓમાંથી એ ઊગરી જાય. પણ આવી કક્ષાને પામેલા માનવો પણ સુંદર-અસુંદર તત્ત્વોના સ્વરૂપને બહુ સારી રીતે નિહાળી શકતા નથી અને એવા દર્શનના અભાવે તેઓ જીવનમાંથી ઘણું ગુમાવી બેસે છે, ઘણી ઉજ્વળ તકો જતી કરી દે છે.

પોતાને મળેલું માનવજીવન કેટલું બધું કીંમતી છે એ વાત જો મનુષ્યને બરાબર સમજાઈ જાય તો મૂલ્યવાન માનવ જીવન તુચ્છ અને નિઃસાર વિષય સુખોનાં ભોગવટામાં જ એ બરબાદ કરી નાંખે ખરો ?

પણ ત્યારે શું આપણને માનવજીવનનું મૂલ્ય-જેવું સમજવું જોઈએ તેવું જ બરોબર-નથી સમજાયું ? સમજવા છતાં

ભોગરસિકતા જતી તો નથી તેનું શું કારણ? મારી દૃષ્ટિએ આ માન્યતા ભ્રામક જણાય છે. જેને જીવનનું મૂલ્ય બરોબર સમજાઈ જાય તેનામાં ભોગરસિકતા સંભવી શકે જ નહિ. જીવનના મૂલ્યની વાતો કરી દેવી એ એક વાત છે; અને એ મૂલ્યને આત્મસાત્ કરવું એ બીજી વાત છે. શી રીતે માનવજીવનનું અથવા તો કોઈ પણ વસ્તુનું મૂલ્ય આત્મસાત્ કરી શકાય? અહીં આપણે આ જ વાત વિચારવી છે. વસ્તુનું મૂલ્ય બરોબર સમજાઈ જાય તે માટેની એક સુંદર તરકીબ અહીં રજૂ કરવી છે.

સાંભળો ત્યારે. આપણે જે વસ્તુની મહત્તા કે તુચ્છતા આત્મસાત્ કરવી હોય; જે વસ્તુનું સ્વરૂપ હૃદયમાં બરાબર ઠસાવી દેવું હોય તે વસ્તુનો વિચાર કરવા સાથે એના વિરોધી તત્ત્વનો વિચાર ખૂબ સારી રીતે કરવો. આ સિદ્ધાન્તને તમે ડગલે ને પગલે અજમાવો. વસ્તુને વિચારવા કરતાં તેના વિરોધી તત્ત્વને ખૂબ વિચારો એટલે એ વસ્તુ કેટલી બધી મહાન છે અથવા તો કેટલી બધી તુચ્છ છે એ વાત મગજમાં જડબેસલાક ચોંટી જશે.

જુઓ, માનવજીવન કેટલું બધું મહાન છે એ વાત સમજવા માટે માત્ર માનવજીવનની મહત્તાનો વિચાર કરવાથી કામ નહિ ચાલે. એ માટે તો માનવજીવન વિરોધી તિર્યંચોનું કે નારકોનું જીવન ખૂબ ખૂબ વિચારો; દેવોનું કારમી ગૃદ્ધિથી ખદબદતું જીવન વિચારો. એ ભવોના એકેકા દૃશ્યને 'એન્લાર્જ' કરીને આંખ સામે લાવો, મનથી સ્પર્શો. તમને એ જીવનોમાં ખદબદતી કંગાલિયત, નરી પાપમયતા, કારમી

ઋતુમાં ખળખળ વહી જતી ભાગીરથીનાં નીર જેવી એમની ચિત્તની પ્રશાન્તવાહિતાને અંતરથી સ્પર્શો તો ખરા ! એમની એ અપૂર્વ સિદ્ધિને ઝૂકી પડશે તન અને ખીલી ઊઠશે તમારું બદન ! એકવીસમી સદીના સંસારની કારમી કરુણતાઓના ઇતિહાસને સર્જતી માનવસૃષ્ટિમાં આવા પણ ચમત્કાર-સ્વરૂપ મહામાનવોની હસ્તી છે એ જાણીને પુલકિત બની જશે તમારું જીવન ! અને પછી તરત જ ધિક્કાર વછૂટશે ક્રોધના તામસ ભાવો ઉપર ! તમારી ક્રોધી જાત ઉપર ! તમે તરત જ ત્યાં ને ત્યાં–ત્યારે ને ત્યારે ક્રોધની તુચ્છતાને આત્મસાત્ કરીને ભીષ્મ સંકલ્પ કરવાનું સૌભાગ્ય પામશો કે હવે આ જીવનમાંથી–જીવનની પળેપળમાંથી એ તામસી ભાવોને દેશવટો જ દેવો !

કેટલીક વાર મુનિવર પણ કર્મવશાત્ ભૂલે ! પ્રાયઃ અશુભ નિમિત્તના સંગવશાત્ ચલચિત્ત બને. પછી મુનિજીવન ભારભૂત લાગવા માંડે છે. એને સંસારની યાદ સતાવે છે ! યાદ આવે છે પૂર્વાનુભૂત ભાવો ! ભોગો ! ભવનો ! ભામિનીઓ ! એ વખતે મુનિજીવનની મહત્તા સમજાવીએ એટલા માત્રથી એની માનસિક નબળાઈને નિર્મૂળ કરી દે તેવું પોષણ એને પૂરું પડતું નથી. ત્યાં પણ આ જ 'ટેકનીક' અપનાવવી જોઈએ. મુનિજીવનનું મૂલ્ય સમજાવવા માટે એને સંસારની ભયંકરતા સમજાવો, રાગાદિ અપાયો, નારકાદિ વિપાકો, વર્તમાનકાળની પેટ ભરવા માટેની વેઠમજૂરીઓ, કમને કરવી પડતી શેઠીઆઓની ખુશામતખોરીઓ, સ્નેહી સ્વજનો ખાતર ઘસાઈ જવા છતાં

બક્ષીસમાં મળતા દગા ફટકાઓ અને માલ વિનાના-દુઃખના ભેળવાળાં તકલાદી-નકલી આજનાં ભોગસુખો ! તે બધું ય પાછું તદ્દન નાશવંત !

આ બધુંય એને સમજાવવામાં આવે, બુદ્ધિસાત્ કરવામાં આવે તો એના મનમાં ફરી પાછો આધ્યાત્મિકભાવની તેજનો બજાર ગાજી ઊઠે ! શ્રી દશવૈકાલિક સૂત્રની ચૂલિકાનું વિજ્ઞાન આજ દૃષ્ટિને અનુલક્ષીને આપવામાં આવ્યું છે. શ્રીવીતરાગ સર્વજ્ઞ પરમાત્મા કેટલા મહાન છે એ વાત સમજવા બ્રહ્મા વિષ્ણુ આદિ કલ્પિત દેવોના સ્વરૂપ ઉપર અને એમનાં જીવનો ઉપર દૃષ્ટિપાત કરો. એમની કારમી ભોગલીલાઓ, અશ્લીલ જીવનકથાઓ ઉપર સાવધાન રહીને નજર નાંખી જાઓ. ત્રાસી ઊઠશો અને અંતરથી નમી પડશો સર્વજ્ઞ પરમાત્મા મહાવીરદેવને ! એમની લોકોત્તર વીતરાગતાને !

એમણે બતાવેલા ધર્મનું મૂલ્ય સમજવું છે ? તો તે માટે શૈવાદિ ધર્મોને નજરમાં લાવો. ઢંગધડા વિનાના એમના હિંસા-અહિંસાના વિધિનિષેધોને સમજી લો, ભોગાદિ ખાતર ધર્મ કરવાના એ વિધાનોને નજરમાં લાવો. પછી તમને મળેલો ધર્મ કેટલો ઉત્તમ છે. તે સમજતાં જરાય વાર નહિ લાગે.

વસ્ત્ર કેટલું બધું ઊજળું-બાસ્તા જેવું છે એ વાત સમજવા માટે મેલા વસ્ત્રને એની બાજુમાં મૂકવું પડશે. સંતોષમાં કેટલું સુખ છે એ હકીકત સમજવા માટે અસંતોષની આગમાં શેકાઈને જેમનાં સુખ અને મુખ કાળામેંશ થઈ ગયાં છે એ ધનપતિઓને-કહેવાતા આ જગતના કુબેરોને નજર સામે આણ્યે જ છૂટકો છે.

સદાચારિતાના સુખમાં રહેલા ૨૪ કેરેટને આંખેઆંખ જોવા માટે વ્યભિચારી માનવોના ધોળાપૂણી જેવા તનબદનને તીરછી આંખે જરા જોઈ લેજો. એમની વાણીમાં ઊપસી આવતી દુર્બળતા અને કાર્યમાં વ્યક્ત થતી દાંભિક સાત્ત્વિકતાના નકલી ૧૪ કેરેટને પણ જોઈ લેવાનું ચૂકશો નહિ. પછી સદાચારિતાના ખણુ ખણુ બોલતા સત્ત્વ અણપ્રીછ્યા નહિ જ રહી શકે. આરોગ્યની બારમાસીનું સુખ કેટલું હોઈ શકે તે માટે હોસ્પિટલોના રૂમેરૂમમાં કણસતા-કિકિયારીઓ પાડતા, મોતના મુખમાં સપડાએલા-ઝોખા લેતાં જીવોની એક જ વીઝિટ લઈ આવજો. મચારી કરતાંક ત્યાં ને ત્યાં જ પ્રતિજ્ઞા કરી લેશો કે મને મળેલા આરોગ્યને હવે તો તપત્યાગ અને સંયમમાં લૂંટાવી દઈને જ જંપીશ. ભીંત ભૂલ્યો, રસ લોલુપતા અને સુખશીલતાના પનારે પડીને !

મળેલા બે ચક્ષુરત્નોનું સૂલ્ય સમજવા નવરંગપુરાની અંધોની નિશાળની મુલાકાત લેવી પડશે; ઓંકારનાથના સંગીતનું વૈશિષ્ટ્ય પામવા કોઈ ગર્દભી સુરાવલિના સ્વામીનું સંગીત સાંભળવું પડશે ! સર્વાંગ સુંદર-સપ્રમાણ દેહની પ્રતિભાને આંખેથી સ્પર્શવા કોઈ ઊંટનાં દર્શન કરવાં પડશે ! વક્તાના વ્યાખ્યાનનું મહત્ત્વ પામવા ચૌદમી સદીની પુરાણી શૈલીના પ્રખર હિમાયતી ગિરજા ગોરની વાગ્ધારાનું-મને કે કમને પણ પાન કરવું જ પડશે !

કેટલાં દૃષ્ટાંત આપું ? તમારી સામે એક મોટી બે ફૂટ લાંબી લીટી દોરી હોય તે 'ખૂબ જ મોટી લીટી છે.' એ

સત્યને સર્વાંગે સ્પર્શવું હોય તો માત્ર એ લીટીને જોયા કરવાથી નહિ ચાલે. એ માટે તો એની બાજુમાં જ એક ઈંચ લાંબી નાનકડી લીટી દોરીને એને ધારી ધારીને જોવી જ રહી. પછી તો એ મન આપોઆપ કહી દેશે કે આ પહેલી લીટી તો ખૂબ જ મોટી છે હોં !

આ તો બધી બહારની વાતો કરી. શાસ્ત્ર દૃષ્ટિએ પણ જુઓ કે નિશ્ચય સમ્યક્ત્વ તો સ્વ અને પર ઉભય દર્શનના-જ્ઞાતાને જ કહ્યું છે. માત્ર સ્વદર્શનના બોધથી સ્વદર્શનની અપૂર્વતા ન સમજાય! તેની ઉપર અવિહડ શ્રદ્ધા ન બેસે. પરદર્શનનો બોધ થાય અને તેનાં અસમઞ્જસ વિધાનો નજરમાં આવે પછી તો જીવડો નાચતો જાય અને ગાતો જાય. કમાલ કરી નાંખી છે જિનદર્શને ! સર્વજ્ઞ ભગવંત સિવાય આવાં અચોટ વિધાનો કોણ કરી શકે? અનંતશ: નમન હો આ પરમશુદ્ધ સત્યદર્શનને !

રે! એક ઘટનું પણ ઘટ તરીકે રૂડું જ્ઞાન ક્યારે થાય તે જાણો છો? ઘટમાં ઘટત્વ ધર્મ છે એટલા માત્રથી એ ઘટનું ઘટ તરીકેનું પૂર્ણજ્ઞાન ન થાય. કિન્તુ એ ઘટમાં પટત્વ નથી, મઠત્વ નથી, પુસ્તકત્વ નથી એવું નથી. નથીનું પણ જ્ઞાન થાય ત્યારે જ ઘટનું ઘટ તરીકેનું જ્ઞાન વાસ્તવિક કહેવાય. માટે જ વસ્તુ માત્રના અસ્તિત્વેન અને નાસ્તિત્વેન જે અનંતધર્મો છે એ બધાય ધર્મોનો સ્વીકાર કરે તે જ નિશ્ચયથી સમ્યગ્દૃષ્ટિ આત્મા કહેવાય છે.

અજમાવો આજથી આ વસ્તુદર્શનનો ઉપાય! ડગેડગ અને પળેપળે નવું ને નવું–અવનવું–અપૂર્વ વસ્તુદર્શન થશે,

ક્ષુદ્ર વસ્તુની ક્ષુદ્રતા પ્રગટ થશે, મહાન વસ્તુની મહત્તા સ્પર્શશે. પછી જે ક્ષુદ્ર હશે તેનો સંગ છૂટી જશે, જે મહાન હશે તેનો યોગ અને ક્ષેમ સિદ્ધ થશે.

તે તે વસ્તુનું વાસ્તવિક દર્શન થવું એ જ સમ્યગ્દર્શન છે. જેને એ અપૂર્વ દર્શન થાય છે તે હેયનો ત્યાગ કરીને, ઉપાદેયનો સ્વીકાર કરીને જંપે છે. સમ્યક્ચારિત્ર્ય એટલે એવો ત્યાગ-સ્વીકાર જ ને ?

વસ્તુની આ બે ય બાજુઓ છે. એક પણ બાજુનું અદર્શન રહે તો વસ્તુનું પરિપૂર્ણ દર્શન થયું કહેવાય નહિ. ન્યાયની ભાષામાં કહું તો પ્રતિયોગિવિધયા પણ વસ્તુનું દર્શન કરવું જોઈએ. તે વિનાનું વસ્તુદર્શન એ અધૂરું વસ્તુદર્શન છે. ઇતર દાર્શનિકોનો નેતિ નેતિનો પ્રયોગ પણ વસ્તુનું વાસ્તવદર્શન કરાવનારો જ છે ને ?

આપણે પણ વાસ્તવદૃષ્ટા બનીએ અને જીવનના મૂલ્યોની આંકણી કરીએ. દરેક વસ્તુની પાત્રતા-અપાત્રતાનો આ રીતે નિર્ણય કરીને એમને સ્થાન આપીએ તો જ આ જીવનમાં આત્મસાત્ કરવા જેવા રસરાજને-સમાધિરસને પામી શકીએ. અનેકોના જીવનમાં એ રસરાજની લહાણી કરીને રમઝટ બોલાવીએ. નહિ તો આવી મસ્તી વિનાનું જીવન-મુનિજીવન તો માત્ર સંસારવર્ધક બનશે. એ ગંભીર વાસ્તવિકતાનો વિચાર લમણે વાગીને-અંતરમાં ઘા કરીને ચિત્તના આનંદ અને ઉલ્લાસોનો ખાત્મો બોલાવી જ દેશે.

[૨૩]

## નિમિત્તોથી નાસભાગ

ધર્મારાધન કરવાની ઈચ્છાવાળા આરાધક આત્માઓ માટે આ કાળ કેટલો બધો વિષમ ગણાય ? જે કાળમાં આરાધનાનાં નિમિત્તો પણ વિરાધનાનાં સ્થાન બની જવાની પૂર્ણ શક્યતા ધરાવે એ કાળમાં સર્વજ્ઞભાષિત ધર્મની આરાધના કયા બળ ઉપર કરવી એ જ પ્રથમ કર્તવ્ય બની જાય છે.

ચારે બાજુ અશુભ નિમિત્તો ઊભરાયાં છે. ચોમાસામાં અળસિયાં ઉભરાય તેમ કે લોકનેતાની સભામાં કિડિયારાની જેમ શ્રોતાઓ ઉભરાય તેમ. આત્મા પ્રાયઃ નિમિત્તવાસી છે. જેવું એને નિમિત્ત મળે તેવો એ બની જાય.

અશુભ નિમિત્તોના ખડકલા વચ્ચે ઊભતો આત્મા અશુભ વૃત્તિઓનો ગુલામ બની જાય તેમાં કશી નવાઈ લાગતી નથી.

અશુભ નિમિત્તો પાપવાસનાઓને અંતરમાં સળગાવે છે. અને ઘણા સમય સુધી ચાલતો એ સળવળાટ દિમાગમાં

ઉકળાટ ઉત્પન્ન કરીને જીવનમાં એ પાપ ફેલાવી મૂકે છે. આ સર્વનો સુવિદિત અનુભવ છે.

તો પછી આ કાળમાં પાપવાસનાઓની શાન્તિ શી રીતે કરવી ? કેટલાક કહે છે કે નવકાર જપો....સર્વ પાપ-વાસનાઓનો નાશ થઈ જશે. પણ અહીં પ્રશ્ન થાય છે કે માત્ર નવકાર જપવાથી પાપવિકારો નાશ પામી જાય ખરા? જ્યાં સુધી પાપનિમિત્તોના અપાયો, વિપાકો, એના ભોગથી થતી ઉપકારી જિનેશ્વરોની અવજ્ઞા વગેરેનો વિચાર જ કરવામાં ન આવે અને પછી માત્ર 'અરિહંત'નો જપ જપ્યા કરવામાં આવે તો શી રીતે એ વિકૃતિઓનો નાશ થઈજાય ? બેશક જપકાળ દરમિયાન વિકૃતિઓ શાન્ત બનીને બેસી રહે તે બને પરંતુ જ્યાં પાછું એ વિકૃતિને ઉત્તેજિત કરી દે તેવું નિમિત્ત પ્રાપ્ત થાય કે તરત જ એ વિકારભાવો આત્માના પ્રત્યેક પ્રદેશમાં ભયંકર તાંડવ ખેલી નાંખે. સર્વત્ર એના ભડકા વ્યાપે ! જીવનઉદ્યાનમાં રોપેલા આરાધનાના સઘળાય બાળરોપોને પળમાં ભડથું કરી નાંખે ! અરિહંતનું કોરું ધ્યાન એ વખતે કશાય કામમાં આવતું નથી. પાવર-હાઉસ સાથે વિદ્યુતવાહક તારનું અનુસંધાન થતાં જ જેમ ઘરમાં પ્રકાશ પ્રકાશ વ્યાપી જ જાય છે; પછી એને આવતો ખાળી શકાતો નથી તેવું નિમિત્તનો સ્પર્શ થતાં જ અહીં બને છે.

તો પછી શું કરવું ? પાપવિકારોનો વિનાશ ભાવ કે પછી છેવટે ઉપશમભાવ શી રીતે સાધવો? અર્હંના કોરા

ધ્યાનથી એ સિદ્ધિ ન મળે તો શેનાથી મળે ? આનો ઉત્તર અષ્ટક પ્રકરણના પહેલા અષ્ટકમાં કષાયશુદ્ધિનો વિચાર કરતાં ટીકાકાર પરમર્ષિ જિનેશ્વરસૂરિ ભગવંતે આપ્યો છે. ત્યાં તેમણે કહ્યું છે કે માત્ર–કોરા અર્હંના ધ્યાનથી રાગાદિ વિકાર ભાવો નષ્ટ થતા નથી એ માટે તો રાગાદિના અપાયોનું ધ્યાન પણ જરૂરી છે. પાપવિકારોના વિનાશ માટે ધ્યાન તો જરૂર ધરવાનું પણ તે માત્ર અર્હંનું નહિ કિન્તુ રાગાદિના અપાયોનું પણ ! જે આત્માઓને હજી રાગાદિના અપાયોનું ચિંતન કરવા જોગું બળ જ પ્રાપ્ત થયું નથી તેઓ, પોતાના જીવનમાં પાપવિકારોનો જન્મ જ ન થાય તે માટે શું કરી શકે ? આના સમાધાનમાં મને તો સ્વાનુભવે એક વાત સચોટ સમજાઈ છે કે દરેક મુમુક્ષુએ પોતાની સાધનાના પ્રારંભકાળથી જ અશુભ નિમિત્તોથી દૂર રહેતા શીખી જવું જોઈએ, એટલું જ નહિ પણ અશુભ નિમિત્તોથી નાસભાગ કરવી એ જ મુક્તિ માર્ગની સાધના છે એવું વિધાન એણે અંતરમાં ઠસાવી દેવું જોઈએ.

સ્વાનુભવથી અને બીજા કેટલાંક નિરીક્ષણોથી આ વાત સ્પષ્ટપણે સમજાઈ છે કે ચિત્તની સાહજિક રીતે નિર્વિકારિતા સિદ્ધ કરવી હોય તો અશુભ નિમિત્તોથી સદૈવ દૂર રહેવું જોઈએ. સાધનાની પ્રારંભિકદશાનો સાધક રખે એવી ખુમારી રાખે કે એ નિમિત્તો એને કાંઈ જ કરી શકે તેમ નથી ! ! ! અરે ! આરાધકોની દુનિયામાં જે અનંત આત્માઓના વિનિપાત થયા એ બધાય પ્રાયઃ નિમિત્તોના સંગે જ બરબાદ થયા છે એ વાત કોઈ પણ આરાધનાના ચાહક

આત્માએ ભૂલવી ન જોઈએ. જે મુમુક્ષુ આત્માને જે નિમિત્ત ચિત્તની સ્વસ્થતાને બાધા પહોંચાડતું હોય કે એવી બાધા પહોંચાડવાની શકયતાવાળું લાગતું હોય એ નિમિત્તથી એણે સદૈવ દૂર રહેવું જ જોઈએ.

ઘણી વાર એવું બને છે કે અશુભ બનનારા નિમિત્તથી પણ કોઈ લાભનું કારણ જો નજરે ચડી જાય છે તો તે આત્મા તે લાભના લોભમાં લપટાઈ જઈને તે નિમિત્તની નજીક જવાનું સાહસ કરી બેસે છે. બસ, આટલું જ દુઃસાહસ એના પતન માટે એ નિમિત્તને પર્યાપ્ત થઈ પડે છે.

એક સ્ત્રીમાં પોતાનાથી ઉપકાર થવાનો લાભ જોઈને એના સંબંધમાં આવતો આરાધક ગમે તે પળે એ જ નિમિત્તે પતન પામી જાય તેમાં નવાઈ જેવું કશું જ નથી. શરીરના પોષણના લાભથી લલચાએલો મુમુક્ષુ દૂધના કટોરા મોંએ ચડાવવા લાગે તો એક દી એ દૂધ વિષ બનીને સર્વાત્મ પ્રદેશમાં વ્યાપી જઈને મુમુક્ષુના સમગ્ર જીવનને ઉથલાવી પાડવા ધરાર કાબેલ બને છે.

આથી જ હું તો એવું પણ ઇચ્છું કે કોઈ પણ આશ્રિત વ્યક્તિની વિશિષ્ટ બુદ્ધિમત્તા વગેરેને લક્ષમાં લઈને એના સુંદર અધ્યયનાદિને વેગ મળે તે માટે પણ દૂધ, ઘી વગેરે વિગઈઓના, ઔષધિઓના, એકાન્તવાસના કે અનેક પ્રકારની છૂટછાટો આપવાનાં નિમિત્તો સામાન્ય રીતે સ્પર્શાવવા જોઈએ નહિ. આ કાળની એ કારમી વિષમતા છે કે એવી અનુકૂળતાઓ ભયાનક કોટિના પતનની જ જનેતા બને છે.

વર્તમાનકાળને લક્ષમાં લઈને જ આવું વિધાન કરવામાં આવ્યું છે એ વાતની દરેકે નોંધ લેવી

એટલે મૂળ વાત એટલી જ છે કે આરાધનાની પ્રારંભિક અવસ્થાના કાળમાં સુંદર સફળતાને વરવા માટે અશુભ નિમિત્તોથી સદૈવ નાસભાગ કરવાની આરાધના કરવી જ જોઈએ. એ નિમિત્તોનો કોઈ પણ લાભ જોઈને જરાય લોભાવું ન જોઈએ. આ રીતે નિમિત્તોથી દૂર રહીને પછી એ નિમિત્તોના સંગથી આત્મા ઉપર સર્જાનારા ભયંકર હત્યાકાંડ વિચારતા રહેવું જોઈએ. આ રીતનું નિમિત્તોથી દૂર રહીને કરાતું રાગાદિના અપાયો અને વિપાકોનું ધ્યાન અવશ્યમેવ ચિત્તને સ્વસ્થ, સુંદર, નિર્વિકાર બનાવી રાખે છે.

આમ જેને રાગાદિભાવોની ભયાનકતાનો વિચાર આત્મામાં સર્વત્ર વ્યાપી જાય છે તેને એ રાગાદિના વિજેતાઓ પ્રત્યે અનહદ બહુમાન વધી જાય છે. એમની એ અપૂર્વ સિદ્ધિને એ વારંવાર ઝૂકી પડે છે. અને એમના નામસ્મરણથી એ કદાપિ છેટો રહી શકતો નથી. આવા પ્રકારનું—રાગાદ્યપાયગર્ભિત અરિહંતાદિનું ધ્યાન બેશક આત્મામાંથી પાપવિકારોની જડ ઉખેડી નાંખે છે. પણ જ્યાં રાગાદ્યપાયોથી આત્માને ભાવિત કરવામાં આવતો નથી, એવી ભાવના માટે જ્યાં નિમિત્તોથી નાસભાગ નથી....ત્યાં નિમિત્તોના સંગમાં રહીને, અર્હંના જપ કરતાં કરતાં ચિત્તને નિર્વિકાર બનાવવાની સાધના કરવી એ તો અત્યંત ભયંકર દુઃસાહસ છે. વહેલું કે મોડું સ્વાત્માના કારમા વિનિપાત

વિના બીજું કાંઈ જ ત્યાં જોવા ન જ મળે એમ અવશ્ય લાગે છે. એટલે પ્રારંભિકકક્ષામાં નિમિત્તોથી નાસભાગ કરવાપૂર્વક રાગાદ્યપાયનું ધ્યાન જ ચિત્તને વિરાગી બનાવી શકે અને એ રીતે પરિકર્મિત થયેલું ચિત્ત ઉત્તમ કક્ષાનાં નિમિત્તોના સંગમાં પણ અર્હંના જપમાત્રથી સ્વસ્થ બની રહે એમ કહેવું તદ્દન સમુચિત લાગે છે. જેમ દૂધ ઘીને સારી રીતે પચાવવાં હોય તો એકવાર દૂધ ઘીથી દૂર થઈ જઈને મગના પાણી ઉપર રહેવું પડે તેમ નિમિત્તોમાં રહીને પણ નિર્વિકાર ચિત્તનું આરોગ્ય જાળવી રાખવાની સિદ્ધિ મેળવવા માટે નિમિત્તોથી દૂર રહીને રાગાદ્યપાય ધ્યાનની જ આરાધના કરવી પડશે.

યુક્તિપૂર્વક કે દૃષ્ટાંતપૂર્વક ઠસાવવાની આ વાતો નથી. આરાધકોને તો સ્વાનુભવથી દરેક બાબત આપોઆપ સમજાઈ જાય છે. તમે દૂધ ઘીના સંગી બનો અને નિત્ય અરિહંતના સાડાબાર હજાર જપ જપો, તમારું ચિત્ત નિર્વિકાર નથી બની શકતું એવી ફરિયાદ તમારે કરવી જ પડશે. અને તમે એ વિગઈના સંગ મૂકી દો અને રાગાદિના અપાયો અને વિપાકોનું ચિંતન, મનન કરો, એના સ્વાધ્યાય કરો. પછી અનુભવ કરો ચિત્તની અજબગજબની અનોખી પ્રશાન્તવાહિતાનો !

આટલું લાંબુ લચ કરવાનું પ્રયોજન એટલું જ ઠસાવવા માટે છે કે આપણે પ્રારંભિકકક્ષાના આરાધકભાવના ચાહકો છીએ માટે આપણે કોઈ પણ પ્રલોભનમાં ફસાઈને પણ અશુભ નિમિત્તના સંગી બનવું ન જોઈએ. સદૈવ એનાથી

નાસતા ભાગતા રહીને એ નિમિત્તોના સંગે સર્જાતા કોટાનકોટિ વિનિપાતોની ભયાનક પરંપરાનું ધ્યાન ધર્યા કરવું જોઈએ. ભલે આપણે કદાચ દૂધ ઘીના અસેવનથી થોડા દુબળા રહીશું, બુદ્ધિથી થોડા માંદા રહીશું પણ આત્માથી તો એવા તગડા બનીશું કે સાત તાડ જેટલી રાક્ષસી કાયાવાળા મોહને મુઠ્ઠીમાં મસળી નાંખવાનું તો આપણા માટે રમત બની જશે; ભલે લોકોના સંગમાં ન આવવાથી માનપાન ઓછાં મળશે પણ એનાથી જે અંતર્મુખતાનો ભાવ આલિંગવા મળશે એના સુખની તો દેવેન્દ્રો પણ ઇર્ષ્યા કરશે. સ્વકર્તવ્યમાં સ્થિર બની જઈએ પછી બીજી બે ચાર વાત ઓછી આવડી કે ન આવડી તેનું દુઃખ શેનું હોય? કર્તવ્યપરાયણતાનું સુખ નિરવધિ છે. સ્વકર્તવ્યમાં રત રહેનારા મહાત્મા જ સિદ્ધિ પામે છે. ગમે ત્યાં ડાફોળિયાં મારનાર નહિ જ. અનંતશઃ અભિવાદન હો, નિમિત્તોથી નાસી છૂટેલા મહાત્માઓને.

વંદન હો પરમાત્મા મહાવીરદેવને! સાડાબાર વર્ષ સુધી રાગાદ્યપાયો વગેરેના ધ્યાન ધરતા એ વર્ધમાન સ્વામીજીને!

અનંતશઃ વંદન હો રાગાદિવિજેતાઓને!

# કમલ પ્રકાશન

[ પબ્લિક ટ્રસ્ટ ]

## પ્રાચીન સાહિત્ય પ્રકાશન : યોજના-૧

### જ્ઞાનખાતાની રકમનો સર્વોત્તમ ઉપયોગ કરવાની

### : એકની એક યોજના :

આ યોજના હેઠળ જીર્ણ થઇ ગયેલા શાસ્ત્રગ્રંથો ફરી છપાવીને ભારતભરના જ્ઞાનભંડારોમાં સુરક્ષિત મૂકી દેવામાં આવે છે.

દાનવીરો ! આપ આર્થિક સહયોગ આપીને શ્રુતભક્તિનો મહાન લાભ ઉઠાવો.

સંસ્થાના વહીવટદારો ! જ્ઞાનખાતાની રકમનો પ્રવાહ આ તરફ આજે જ વાળો. સરકાર આપણા જ્ઞાનદ્રવ્યને આંચકી લે તે પૂર્વે જ જીર્ણ થયેલાં શાસ્ત્રગ્રંથોના મુદ્રણકાર્યમાં એનો સદ્ઉપયોગ કરાવી લેજો. નહિ તો નાશ પામશે શાસ્ત્રગ્રંથો; અને આડા માર્ગે ઢસડાઈ જશે જ્ઞાનદ્રવ્ય.

પ્રકાશિત :

ઉપદેશરહસ્ય ૧૦-૦૦ (પો. ખર્ચ : ૧-૫૦)

ઉપમિતિભવપ્રપંચા કથા (પ્રેસમાં)

બે ભાગમાં : (સંસ્કૃત)

હવે પછી :

કલ્પસૂત્ર સુબોધિકા

# અર્વાચીન સાહિત્ય પ્રકાશન : યોજના-૨

નવી પેઢીનું મીઠું વેરાતું જાય છે. જો નહિ જાગીએ તો મરી પરવારશે આપણી ભાવી પેઢીનું સંસ્કારધન ! શ્રદ્ધાનું જીવન ! ખાસ કરીને યુવાન વર્ગને તૈયાર કરવા આ યોજના હેઠળ આધુનિક શૈલિથી શાસ્ત્રીયચિંતન રજૂ કરવામાં આવે છે.

અર્થભંડોળ વિના કોઇ પણ યોજના સસ્તી અને ઝડપી બની શકતી નથી.

આપના વારસોને પુસ્તકો દ્વારા સંસ્કારનું નવજીવન બક્ષતી આ યોજનામાં આપનો ઉદાર હાથ લંબાવો.

વિશેષ માહિતી માટે આવેદનપત્રો મંગાવી લો.

આ સંસ્થાનું પબ્લિક ટ્રસ્ટ કરવામાં આવ્યું છે જેથી દાનવીરોને કરમુક્તિનો લાભ પ્રાપ્ત થઈ શકે.

**પ્રકાશિત :**

| | |
|---|---|
| સાધનાની પગદંડીએ | ૨-૦૦ |
| શરણાગતિ | ૨-૦૦ |
| વિરાગની મસ્તી | ૧-૦૦ |
| ઊંડા અંધારેથી.... | ૧-૦૦ |
| અધ્યાત્મસાર | ૫-૦૦ |
| ગુરુમાતા | ૨-૦૦ |
| વંદના | ૨-૦૦ |
| વિરાટ જાગે છે ત્યારે | ૨-૦૦ |
| મહાપંથનાં અજવાળાં | ૨-૦૦ |

**હવે પછી :**

| | |
|---|---|
| મહાભિનિષ્ક્રમણ | ૨-૦૦ |
| અનન્તનાં પાત્રો | ૨-૦૦ |
| વિજ્ઞાન અને ધર્મ | ૫-૦૦ |
| જૈન દર્શનમાં કર્મવાદ | ૧-૫૦ |

: ત્રણ ભાષામાં :

**નવું : કાયમી : સાહિત્ય કેન્દ્ર :**

To કમલ પ્રકાશન
C/o. એટલાસ એજન્સીઝ
૫૦૮૨/૨, બીજે માળે
ગાંધીરોડ, અમદાવાદ-૧